Department of Public Instruction, Bombay

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું

# કન્યાવાચનમાળા-પુસ્તક બીજું

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટિ

અને

હરગોવનદાસ દ્વારકાદાસ કાંટાવાળા—એમણે તૈયાર કરી

**Prepared**

**BY**

**The Vernacular Text Books Revision Committee**

**AND**

**Hargovandas Dwarkadas Kantavala**

---

PUBLISHED BY

KARNATAK PRINTING PRESS,

318A, THAKURDWAR, BOMBAY.

*Price 6½ Annas* ] [ કિંમત ૬॥ આના

1924

કન્યાવાચનમાળા

# પુસ્તક બીજાનું સાંકળીઉં.

---

## ભાગ—૧.

## ભાગ—૨.



## ભાગ—૩.

**સૂચના**

આ ચોપડીમાંના પાઠો શીખવતાં દરેક ભાગમાંથી એક એક પાઠ વારાફરતી લઈ શીખવવો.

# કન્યાવાચનમાળા.

## પુસ્તક બીજું–ભાગ ૧.



### પાઠ ૧. મહારાણી વિક્ટોરિઆ—ભાગ ૧.

ગ્રેટ બ્રિટન, હિંદુસ્તાન, અને બીજા ઘણા દેશો ઉપર રાજ્ય કરનાર મર્હુમ મહારાણી વિક્ટોરિઆનું જીવનચરિત્ર અજાયબી પમાડે એવું અને અનુકરણ કરવા યોગ્ય છે.

મહારાણી વિક્ટોરિઆનો જન્મ સને ૧૮૧૯ ની સાલમાં થયો. તેમના પિતા બીજેજ વર્ષે ગુજરી જવાથી તેમને ઉછેરવાનું જોખમભરેલું કામ તેમનાં માતુશ્રીને માથે આવી પડ્યું. તેમણે કુંવરીને પ્રથમ ઘરસંસારનું ઉત્તમ જ્ઞાન આપવું શરૂ કર્યું. પુત્રના લક્ષણ પારણામાંથી જણાય, એ કહેવત પ્રમાણે કુંવરીની બુદ્ધિ અને ચંચળાઈ બચપણમાંથીજ જણાવા લાગી. તે પંદર માસની ઉંમરે બહાર ફરવા જાય, ત્યારે રસ્તામાં મળે તેને મધુર સ્વરે પૂછે કે કેમ છો ! સારાં તો છો ! ૭ વર્ષની વય થઈ ત્યારથી તેમણે નિયમિત અભ્યાસ શરૂ કર્યો. ઈશ્વરે આપેલું બુદ્ધિબળ વિશાળ હોવાથી તેમણે અંગ્રેજી ઉપરાંત બીજી કેટલીક ભાષાઓનો અભ્યાસ કર્યો, ગણિતવિદ્યામાં ચપળતા બતાવી, ચિત્રકળામાં પ્રવીણતા મેળવી, અને ગાયન તથા નૃત્ય કરવામાં ઘણી કુશળતા પ્રાપ્ત કરી. તેમને સુલક્ષણાં કરવામાં તેમની માતાએ કસર રાખી નહિ.

પોતાની માતા સાથે નવ વર્ષની ઉંમરે જ્યારે તે ફરવા જતાં, ત્યારે લોકોનાં ટોળેટોળાં તેમને જોવા આવતાં; કેમકે તે સ્વરૂપવાન, આનંદી અને મળતાવડાં હતાં. સૌની આંખો તેમને જોઈને ઠરતી, અને તેમના મંદ હાસ્યથી લોક ફીદાફીદા થઈ જતા. તે રંક કે રાયનો ભેદ રાખ્યા વગર સૌનો આદરસત્કાર કરતાં, ગરીબ તરફ મમતાથી જોતાં, અને પોતાની પાસે કંઈ હોય તો તે તેમને આપી દેવાને તૈયાર થતાં. એક વખત એક બાળક પોતાની ટોપી પાણીમાં પડી જવાથી રડતું હતું, તેને જોઈને કુંવરીને દયા આવી, તેથી માએ આપેલા દસ રૂપીઆ પોતાની પાસે હતા તે તેને આપી દીધા. ઘેર આવીને હસતે મોઢે તે બોલ્યાં, માતાજી, તમે આપેલા દસ રૂપીઆનો મેં સારો ઉપયોગ કર્યો કે નહિ ? કુંવરી એક વખતે એક ઝવેરીની દુકાને ગયાં. ત્યાં આગળ એક બાઈ આવેલી હતી, તેની નજર એક કંઠી પર ઠરી. તેણે તે લેવાનું મન કર્યું, પણ તેની કિંમત ઘણી ભારે જણાયાથી તે વીલે મોઢે ચાલી ગઈ. સર્વ હકીકતથી વાકેફ થયા પછી કુંવરીએ કંઠી ખરીદીને એક દાબડામાં બંધ કરાવી, અને તે પેલી બાઈ તરફ મોકલીને લખી જણાવ્યું, કે કુંવરી વિક્ટોરિઆ તમારી મન મારવાની શક્તિથી આનંદ પામી જે કંઠી તમને અતિપ્રિય છે તે ભેટ મોકલે છે, અને આશા રાખે છે કે તમો તે સ્વીકારશો. કુંવરીની કેવી દયા ને ઉદારતા !

ઈંગ્લાંડના પાદશાહ ચોથા વિલિયમ રાજકુંવરીના કાકા થતા હતા. તે નસંતાન ગુજરી જવાથી અને બીજો કોઈ હકદાર ન હોવાથી રાજગાદી કુંવરીને મળી-મુસલમાનોમાં અને યુરોપના લોકોમાં કોઈ પુરુષ હકદાર ન હોય, તો સ્ત્રીઓને રાજ્યપદ મળી શકે છે. ૧૮ વર્ષની નાની વયે કુંવરી ગાદીએ બેઠાં, તે વખતે તેમણે પોતાનો ઠરાવ મધુર અને સ્પષ્ટ ભાષામાં ગંભીરતાથી નીડરપણે વાંચી સંભળાવ્યો.

તે દિવસે તેમણે જે બધું કામ કર્યું તે વિષે એક વિદ્વાન જણાવે છે, કે એક તરૂણ બાળકી જેણે હજી દુનિયાના રંગરાગ જોયા નથી, હજી દુનિયા શું છે તે જે પ્રથમજ સમજે છે તથા જુએ છે, તેણે એવી ઝડપથી, ચપળતાથી, અને ઉત્સાહથી કામ કીધું છે, કે તે વેળાના અને આજના સર્વે પુરુષો આશ્ચર્ય પામે છે.

ગાદીએ બેઠા પછી થોડીજ મુદ્દતમાં પાર્લમેંટ એટલે રાજ્ય-સભામાં ભાષણ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેમણે કહ્યું, કે ઈશ્વરકૃપાથી મારા શિર ઉપરનું જોખમ હું ઉપાડી શકીશ. મને પૂર્ણ વિશ્વાસ છે કે તેમાં પ્રભુ મને સહાય થશે. ધર્મનાં અને સંસારના સર્વે બંધનોનું હું રક્ષણ કરીશ, અગત્યના સુધારા કરીશ, અને સર્વેને સમાન ગણીશ.

---

અનુકરણ—નકલ.
આદરસત્કાર—માનપાન.
ગ્રેટબ્રિટન—ઇંગ્લાંડ, સ્કોટલાંડ, અને વેલ્સ મળીને જે દેશ થાય છે તે.
નસંતાન—છોકરાં વગર.
નીડરપણું—ડર વગરનું હોવું તે; બેધડકપણું.
નૃત્ય—નાચવું તે.
પ્રવીણતા—હોશિયારી.
ફીદા થવું—મોહ પામવો.

---

## पाठ २. महाराणी विक्टोरिआ—भाग २.

ગાદીએ બેઠા પછી પોતાની સ્થિતિમાં ઘણો મોટો ફેરફાર થયો, તે છતાં મહારાણી વિક્ટોરિઆએ પોતાનો પુત્રીધર્મ બજાવવામાં કચાશ રાખી નહિ. પોતાના પિતા ભારે કરજ મૂકી ગયા હતા, તે તેમણે કરકસરથી પૈસા બચાવીને અદા કર્યું. પોતાની માતાને સુખ અને આનંદ મળે, તેને માટે તેઓ અનેક ઉપાય લેતાં.

એક વાર લશ્કરના વડા અધિકારીએ એક સિપાઇના ગેર-વર્તણુક માટે તેને ફાંસી દેવાના ઠરાવ પર સહી કરવા માટે રાણીશ્રીને કહ્યું.પત્ર જોતાંજ મહારાણીની આંખમાં ઝળઝળીઆં આવ્યાં.તેમણે અધિકારીને પૂછ્યું, કે આ માણસ માટે તમારે કંઈ કહેવાનું નથી? તેણે કહ્યું, ના નામદાર. એણે ત્રણ વખત ઘણી ખરાબ વર્તણુક ચલાવી છે. મહારાણીએ કહ્યું, ફરીથી વિચાર કરીને કંઈ કહેવાનું હોય તો કહો. ત્યારે તે બોલ્યો, જો કે એ ઘણો ખરાબ સિપાઈ છે, તોપણ કેટલાક સાક્ષીઓએ એની ઉંચી શક્તિ અને વર્તણુકનાં વખાણ કર્યાં છે, અને હું પણ જાણું છું કે એ ભલો માણસ છે. એ સાંભળીને રાણીજીએ પત્ર નીચે લખ્યું કે તેને માફી આપવામાં આવે છે.

પોતાને માથે કામનો બોજો ઘણો છતાં, કોઈ પણ કાગળ પર તે વગર વાંચે સહી કરતાં નહિ. હરેક બાબતમાં તે અનેક પ્રશ્ન કરતાં, અને પોતાની ખાતરી થાય તોજ મંજુરી આપતાં. વડા પ્રધાને એક દસ્તાવેજ ઉપર સહી કરવાનો ઘણો આગ્રહ કર્યો, અને કહ્યું કે રાજ્યના હિતનો આ દસ્તાવેજ છે, માટે તે ઉપર સહી કરવી જોઈએ. ત્યારે તે બોલ્યાં, કે રાજ્યના હિતનો હોય કે અહિતનો અથવા બીજો હોય, પણ જ્યાંસુધી મારી સંપૂર્ણ ખાતરી થાય નહિ, ત્યાંસુધી હું કદી સહી કરીશ નહિ. સન ૧૮૫૮માં જ્યારે હિંદુસ્તાનનું રાજ્ય કંપનિ પાસેથી રાણીશ્રીએ પોતાના હાથમાં લીધું, ત્યારે જે ઢંઢેરો તૈયાર કરીને તેમને મોકલવામાં આવ્યો, તેમાં ઘણી ભૂલો ને વાંધાઓ હોવાથી તે સુધાર્યા વગર મંજુરી આપવામાં આવશે નહિ, એમ બેધડકપણે તેમણે વડા પ્રધાનને લખાવ્યું હતું. હિંદુસ્તાનની પ્રજાને આબાદીનાં અને સુધારાનાં તેમજ ધર્મમાં આડે ન આવવાનાં અભયવચન અપાવનાર મહારાણી પોતેજ હતાં. આથી તેમની દ્રઢતા, કુશળતા, અને પ્રજા પ્રત્યેનો પ્રેમ જણાઈ આવે છે.

જર્મનિના એક રાજકુંવર પ્રિન્સ **આલ્બર્ટ** સાથે તેમનું લગ્ન સન ૧૮૩૯માં થયું, તે વખતે ધર્મગુરુએ રાણીશ્રી પાસે આવીને કહ્યું, કે ધણીની આજ્ઞા પાળીશ એ પ્રતિજ્ઞા લગ્નવખતે લેવી પડે છે, તે કાઢી નાખીશું. રાણીશ્રી બોલ્યાં, મારૂં લગ્ન કંઈ મહારાણી તરીકે કરવાનું નથી, પણ એક સ્ત્રી તરીકે કરવાનું છે; માટે સ્ત્રી તરીકે ધણીની આજ્ઞા માનવાની પ્રતિજ્ઞા મારે લેવીજ જોઈએ. પરણ્યા પછી તેમણે સ્ત્રીધર્મ બરાબર બજાવ્યો હતો. પતિને કોઈ રીતે ખરાબ લાગે એવું વર્તન તેમનાથી થતુંજ નહિ. તેઓ ગાઈ બજાવીને તથા પુસ્તકો વાંચીને એક બીજાને આનંદ આપતાં અને માંદેસાજે ચાકરી કરવા તૈયાર થતાં. માઠા ભાગ્યે તેમનું હેવાતન માત્ર ૨૩ વર્ષ ટક્યું, પણ એ ટુંકા વખતમાં તેમણે સંસારનું સુખ ભલી રીતે ભોગવ્યું.

પ્રજાની બાબતમાં મહારાણીજી પુરાં ભાગ્યશાળી હતાં. તેમને પાંચ કુંવરીઓ અને ચાર કુંવરો થયા. માતા તરીકે તેમણે બાળકોને સાદાઈ, સાલસાઈ, વિવેક અને ઉંચી કેળવણી આપવા પાછળ ઘણું લક્ષ આપ્યું હતું. કુંવરીઓ અને કુંવરોનાં લગ્ન કરવામાં તેમણે એવી સાવચેતી રાખી હતી, કે તેથી યુરોપ ખંડનાં નાનાં મોટાં ઘણાં રાજ્યો સાથે તેમનો સંબંધ જોડાયો હતો.

ભાગ્યશાળી **વિક્ટોરિઆએ** સૌથી વધારે વર્ષ રાજ્ય કર્યું, અને પ્રજાને પૂર્ણ સંતોષ આપ્યો. એમના વખતમાં પ્રજા આબાદાનીમાં આવી, રાજ્યનો વિસ્તાર વધ્યો, અનેક જાતના સુધારા થયા, અને વિદ્યાકળાની બાબતમાં પુષ્કળ શોધો થઈ. ૮૨ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવ્યા પછી તેઓ સન ૧૯૦૧ની સાલમાં પરલોકવાસી થયાં.

---

અદા કરવું—આપવું.
અભયવચન—નિશ્ચય પાળવાની કબુલાત.
આબાદાની—સારી સ્થિતિ.
કંપની—મંડળી—એક વખત હિંદુસ્તાનમાં રાજ ચલાવતી હતી તે વેપારી મંડળી.
પ્રતિજ્ઞા—વચન.
સાલસાઈ—ભલાપણું.
હેવાતન—ધણીની હયાતી લગીની સ્ત્રીની પરણેલી હાલત; સૌભાગ્ય.

---

## पाठ ३. कर्तव्य.

**ધનકોર**—આપણે જે કરવાને બંધાયાં છીએ તેને કર્તવ્ય કહે છે. કર્તવ્યને ધર્મ અથવા ફરજ એવું નામ આપીએ તો ચાલી શકે. બેનો, આપણાં કર્તવ્ય કયાં છે, તે વિષેની થોડી સમજ આજે હું તમને આપવા ધારૂં છું. આપણા ઘરનું કામકાજ કરવા માટે આપણે એક ચાકરડી રાખી હોય, તો તેનું કર્તવ્ય શું છે, તે **મંછી** બેન, તમે કહો જોઈએ.

**મંછી**—તેને જે જે કામ કરવાનું હોય તે તે કામ તેણે કરવું જોઈએ.

**ધનકોર**—હા, પણ તે તે કામ તેણે સારી રીતે કરીને શેઠાણીને સંતોષ આપવો જોઈએ. જો તે પોતાને સોંપેલું કામ ન કરે, અથવા તે માથા ઉતરતું કરે, તો તેના કર્તવ્યમાં ખામી આવે. દરેક નોકરની ફરજ છે, કે તેણે પોતાને સોંપેલું કામ સારી રીતે અને વખતસર કરવું; પછી તે ખાનગી નોકર હોય કે સરકારી નોકર હોય. જે એ પ્રમાણે ન કરે, તે વખતે નોકરી ખોઈ બેસે કે શિક્ષાને પાત્ર થાય, વળી તે લોકોમાં નિંદાય છે, અને ઈશ્વરને નારાજ કરે છે. હવે તમે તમારા કર્તવ્ય કયાં છે તે કહી બતાવો જોઈએ.

**મેના**—અમે કંઈ નોકર છીએ કે અમારાં કર્તવ્ય હોય ?

**ધનકોર**—નોકર ન છતાં તમારે તેમ હરેક માણસને ઘણાં કર્તવ્ય કરવાનાં છે. માબાપે તમને જન્મ આપ્યો, પાળી પોષીને મોટાં કર્યાં, અને ભણાવી ગણાવી ખબરદાર બનાવ્યાં. તેઓ નિરંતર તમને સુખ મળે અને તમારૂં ભલું થાય એવા ઇલાજ લે છે. માબાપના ઉપકારનો તો પાર નથી. એ ઉપકારોના બદલામાં માબાપ પ્રત્યે આપણાં કંઈ કર્તવ્ય છે કે નહિ ?

**ચંચળ**—હાજી, તેના બદલામાં આપણે તેમની સેવાચાકરી કરવી જોઈએ.

**ધનકોર**—ખરી વાત બેન. તેમની સેવાચાકરી કરવી એ આપણું કર્તવ્ય છે. તેઓ વૃદ્ધ થાય કે મંદવાડ ભોગવે, તે વખતે તેમને કોઈ તજી દે તો તે કેવું કહેવાય ?

**સમજુ**—તે ઘણું ખરાબ કહેવાય. એવે વખતે માબાપને તજી દે એવું તે કોણ હોય !

**ધનકોર**—કોઈ કોઈ છોકરાં એવાં પણ દુષ્ટ જોવામાં આવે છે. પોતાનું કર્તવ્ય ન બજાવવાથી તેઓ પાપમાં પડે છે. સાસુસસરો પણ આપણાં માબાપ કહેવાય છે, તેથી તેમની સેવાચાકરી કરવી એ આપણી ફરજ છે. આપણા ઉપર જેનો ઉપકાર થાય તેનો બદલો વાળવા તજવીજ કરવી એ આપણું કર્તવ્ય છે. આપણા ઉપર સૌથી વધારે ઉપકાર કોના થાય છે વારૂ ?

**મંછી**—પરમેશ્વરના.

**ધનકોર**—ખરી વાત બેન. પરમેશ્વરના પાઠમાં એ વિષે તમને કેટલુંક કહેવામાં આવ્યું હતું. પરમેશ્વરની પ્રાર્થના કરવી, તેનો ભય રાખવો, અને તેની ઇચ્છા પ્રમાણે વર્તવું, એ આપણું કર્તવ્ય છે. પરમેશ્વરના અથાગ ઉપકારનો બદલો વાળવાને આપણે સમર્થ નથી, તેમ તેને આપણા બદલાની ઇચ્છા પણ

નથી. જેનો બદલો આપણાથી વાળી શકાય એમ ન હોય, અથવા જેને બદલાની ઇચ્છા ન હોય, તેને સંભાર્યાં કરવું, તેનું શુભ ઇચ્છવું, અને તેની ઇચ્છા પ્રમાણે વર્તવું, એજ આપણું કર્તવ્ય છે. પરમેશ્વરની ઇચ્છા પ્રમાણે વર્તવું એટલે તેના નિયમ પાળવા; માટે તેના નિયમ પાળવા એ આપણી ફરજ છે. વારુ આપણે બીજા કોઈના નિયમ કે કાયદા પાળવા પડે છે ?

**ચંચળ**—હાજી, સરકારના.

**ધનકોર**—બેન, તમે બહુ સારો જવાબ આપ્યો. સરકાર આપણું રક્ષણ કરે છે, અને દેશમાં શાંતિ રાખે છે; માટે તેના કાયદા પાળવા એ પણ આપણું કર્તવ્ય છે. નોકરનાં ધણી પ્રત્યે, છોકરાંનાં માબાપ પ્રત્યે, અને માણસોનાં ઈશ્વર પ્રત્યે તથા સરકાર પ્રત્યેનાં કર્તવ્ય સમજાવ્યાં તે તમે યાદ રાખજો.

અથાગ—જેનો છેડો નહિ તે. | પ્રત્યે—સંબંધે; વિષે.

## पाठ ४. साहेलीने शिखामण.

### गरबो.

( माहा कोप थयो कळि काळमां जो—ए राह. )

सखी शीखो तो शाणपणुं शीखवुं जो,
संपी जंपी संसारमां सुखी थवुं जो. सखी. १.
सासु ससरे कहे ते सर्व सांखीए जो,
क्लेश लेश तो रुदेमां नहि राखीए जो. सखी. २.
मीठा मीठा मोढेथी बोल बोलीए जो,
खोटां वेण तो कदापि नहि बोलीए जो. सखी. ३.
दास दासी सुद्रांनें मान दीजीए जो,
कदी कोईने टुंकारो नहि कीजीए जो. सखी. ४.

आपणी संगते चढे तेने सुधारीए जो,
बोध दईने विरोध न वधारीए जो. सखी. ५.
जीव राखवो जरुर कामकाजमां जो,
लाखे लेखांनो लाभ लेखो लाजमां जो. सखी. ६.
छेक छानी पगवाटे नहि पेसीए जो,
बुरां बैरांनी पासे नहि बेसीए जो. सखी. ७.
गणी तुच्छ काळ व्यर्थ नहि गाळीए जो,
भरत चित्र तथा चोपडी संभाळीए जो. मखी. ८.
खोटी थईने नकामां नहि खेलीए जो,
मेलां घेलां रहेवानी रीत मेलीए जो. सखी. ९.
रुडी रीते घरबार साफ राखीए जो,
भाषा जाडी के आडी नहि भाखीए जो. सखी. १०.
क्रोधी सामा तो क्रोधी नहि थई जवुं जो,
आग देखीने आपणे पाणी थवुं जो. सखी. ११.
उंडी आपदामां धीरज तो धारीए जो,
हैये हरबडीने हिंमत न हारीए जो. सखी. १२.
ज्ञानदाताने मातपिता मानीए जो,
पण बुद्धि नहि राखीए पानीए जो. सखी. १३.
चाडीचोरीमां चित्त न चोंटाडीए जो,
घणुं खरचवानी टेव ते घटाडीए जो. सखी. १४.
सारुं थवा आगळथी सुरत सांधीए जो,
बेनो पाणीथी पहेली पाळ बांधीए जो. सखी. १५.
वधे लाज आज काज तो एवां करो जो,
सदा राखी संतोष दोषथी डरो जो. सखी. १६.

**दलपतराम.**

११६१७



પગવાટ—પગરસ્તો; શેરડો.
સુરત—ધ્યાન; યાદદાસ્ત.
હરખડીને—નરમ થઈને,ગભરાઈને.
જ્ઞાનદાતા—જ્ઞાન-વિદ્યા આપનાર.

## पाठ ९. पन्नानी उत्तम स्वामिभक्ति.

ચિતોડના **સંગ** રાણાનો પુત્ર ઉદેસીંગ બાળક હોવાથી **સંગ**ના ભાઈ પૃથુરાજના દીકરા **વ**નવીરે પટાવતોના આગ્રહથી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. આગળ જતાં તેને રાજ્યલોભ ઉત્પન્ન થયો. તેણે નિષ્કંટક રાજ્ય કરવાનો વિચાર કર્યો. રાજ્યમાં એની સામે ગાદીનો દાવો કરે એવો માત્ર **સંગ**નો બાળ કુંવર ઉદેસીંગજ હતો. તેને મારી નિશ્ચિંતપણે રાજ્ય કરવાનો **વ**નવીરે વિચાર કર્યો; પણ તેનો વિચાર ઉદેસીંગની ધાવને માલમ પડતાંજ તેણે એક કંડીઆમાં ઉદેસીંગને સુવાડી તે ઉપર પાતરાં વગેરે ઢાંક્યાં, અને કંડીઓ એક હજામને આપી તેને તે શહેર બહાર લઈ જવાનું કહ્યું.

હજામ વિદાય થયાને થોડો વખત થયો કે **વ**નવીર ઉદેસીંગને શોધતો આવી પહોંચ્યો. તેણે ધાવને પુછ્યું, ઉદેસીંગ ક્યાં છે? ધાવે પોતાના છોકરાને બતાવીને કહ્યું, પેલો પથારીમાં સૂતો છે. **વ**નવીરે ત્યાં જઈને તેને મારી નાખ્યો. રાતનો વખત હોવાથી તથા પોતાનો વિચાર તાકીદે અમલમાં લાવવાની ઉતાવળમાં **વ**નવીરે વગર તપાસે તે છોકરાને મારી નાખ્યો. ઉદેસીંગ મરાયો એવી તેની ધાવે બૂમ પાડ્યાથી આખા રણવાસમાં હાહાકાર વર્તાઈ રહ્યો. સઘળી રાણીઓ શોકસાગરમાં ડૂબી ગઈ.

ઉદેસીંગની ધાવ ખીચી જાતની રજપુતાણી હતી. તેનું નામ **પ**ન્ના હતું. તે છાનીમાની નીકળી નાઠી, ને પેલા હજામની શોધમાં ચાલી. ચિતોડ શહેરની પશ્ચિમે કેટલાક કોસને અંતરે હજામ અને રાજકુમાર બેઉને ધાવે જોયાં. તે પોતાના બાળ રાજાને લઈ દેવલાના

રાજા પાસે ગઈ. દેવલાનો રાજા પકડાઈ જવાની દહેશતે તેમને લઈ ડુંગરપુરના **રાવળ** પાસે ગયો. **રાવળ**ની ઇચ્છા તેમનું રક્ષણ કરવાની હતી, છતાં એ વાત જાહેર થવાથી **વનવીર** સામે આપણાથી ટકી શકાશે નહિ, એ દહેશતથી તેણે તેમને **કોમળ**-મેર જવાની સલાહ આપી. ત્યાંના સુબાને ત્યાં એ બાળક ઉછે-રવામાં કોઈને શક જશે નહિ, અને વાત પકડાશે નહિ, એમ વિચારી **પન્ના**ને **કો**મળમેર વિદાય કરી.



**પન્ના** ઇડર થઈ **કો**મળમેર આવી. ત્યાં **આશાશાહ** નામે એક જૈન શેઠ **સં**ગના વખતથી સુબાગીરી કરતો હતો. **પન્નાએ** તેના ખોળામાં ઉદેસીંગને મૂકી સઘળી હકીકત કહી, અને તેનું રક્ષણ કરી ઉછેરવાની અરજ કરી. **આશાશાહ**ના મનમાં ગડ-ભાંગ થવા લાગી, કે કેમ કરવું ? પણ તે વખતે તેની મા ત્યાં ઉભી હતી, તેણે કહ્યું, બેટા, નીમકહલાલી ભયની કે મુશ્કલીની

દરકાર રાખતી નથી. એ તારા રાજા સંગનો પુત્ર છે, એટલે તારા માથાનો મુગટ છે. એનું તારે રક્ષણ કરવું જોઈએ; માટે એને તારી પાસે રાખ, અને આપણા ઘરમાં છોકરાં ભેગો ઉછેર, એટલે વાત કોઈ જાણશે નહિ. પરમેશ્વર તારા રાજાને મોટો કરશે ને સૌ સારાં વાનાં થશે. વાણીઅણ થઈને આવાં રજપુતાણીના જેવાં શિખામણનાં વચન પોતાના પુત્રને કહેનારને ધન્યવાદથી વધાવી લીધા વગર ચાલતું નથી. રજપુતાણીઓની સોબતમાં રહેવાથી તેનામાં આ ગુણ આવ્યો હતો. સોબતની કેવી અસર થાય છે, તે બતાવવાને આ **આશાશાહ**ની માનોજ દાખલો બસ છે.

ઉદેસીંગની સુપરત **આશાશાહ**ને કર્યા પછી **પન્ના** ત્યાંથી ચાલી ગઈ, કેમકે શ્રાવકના છોકરાની રજપુતાણી ધાવ હોય નહિ, અને એ વાત ચરચાય તો પરિણામ સારૂં ન આવે. ધન્ય છે એ **પન્ના** રજપુતાણીને કે પોતાના રાજાના રક્ષણાર્થે પોતાના બાળકનો પ્રાણ ખોયો, અને આટલુંઆટલું રખડી રઝળીને તેને સારા ને નિર્ભય સ્થાને મૂકી આવી. **પન્ના** તે ખરે એક પન્નું કે હીરોજ હતી; કેમકે નોકર તરીકે તેણે પોતાનું કર્તવ્ય બજાવવામાં હદ વાળી હતી. ઇતિહાસમાં એનો જોટો ભાગ્યેજ મળી આવશે.

**મેવાડની જાહોજલાલી.**

---

ગડભાંગ—અવળાસવળા વિચાર.
દહેશત—ધાસ્તી.
નીમકહલાલી—લૂણ ખાઈને તેનું હક કરવું, એટલે જેનું અન્ન ખાઇએ તેની બરાબર નોકરી કરવી તે.
નિષ્કંટક—કાંટા—હરકત વગર.
નિશ્ચિંતપણે—નિરાંતે.
પન્નું—પાનું, એક જાતનું રત્ન.
રણવાસ—જ્યાં રાણીઓ રહેતી હોય તે જગા.

---

## पाठ ६. विनय.

विनय वेरीने वश करे एवी કહેવત ચાલે છે; માટે વિનય શું હશે, અને તેથી શા લાભ થાય છે, તે જાણવું જોઈએ. વિનયમાં ઘણી વાતો સમાએલી છે.

વિનયનો એક અર્થ નમ્રપણું છે. જે નરમાશ રાખે છે, તે બીજાંની પ્રીતિ સંપાદન કરી શકે છે. માર માર કરતો દુશ્મન આવે, તે પણ નરમાશથી ધીમો પડે છે. ખરૂં જોઈએ તો નમ્ર માણસને કોઈ સાથે દુશ્મનાવટ ભાગ્યેજ થાય છે. જે પોતાની સ્થિતિનો ગર્વ કરે છે, આવડતનું હુંપદ રાખે છે, અને સહેજ વાતમાં તપી જાય છે, તે સામાને અણગમતું થાય છે. વળી તે પોતાનું વજન ખોઈ બેસે છે, અને સામાના મનમાં દ્વેષભાવ ઉત્પન્ન કરે છે. અહંકાર તજવાથી અને દીનપણું દાખવવાથી મન માર-વાનો મોટો સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે. દાન, દયા, અને દીનતા એ ત્રણ સંસારરૂપી સાગરને તરવાના મુખ્ય ઉપાય છે, એવું સંત લોકો કહી ગયા છે.

જુદા જુદા સ્વભાવનાં માણસોના સંગમાં આપણે રહેવું પડે છે. કોઈનો મિજાજ તરેહવાર હોય છે, તો કોઈની રીતભાત વાંધા-ભરેલી જણાય છે; કોઈ સ્વાર્થી હોય છે, તો કોઈ જાતરખુ હોય છે; કોઈને છીંકતાં છીંડાં પડે છે, તો કોઈને માથાના વાળ પગે ઘસતાં તે તેમને ખૂંચે છે. આપણે મોટા દીલથી ખામોશ ન રાખીએ, અને સૌ સાથે બાકરી બાંધવા જઈએ, તો સંસારમાં એક ઘડી પણ સુખે રહી ન શકાય. બીજાં ખરાબ બોલે છે કે ખોટું કરે છે, માટે આપણે પણ તેવું બોલવા કે કરવા ઉભાં થઈએ, તો તેમનામાં અને આપણામાં ફેર શો ? જે મોટા દીલનું ને સમજુ હોય, તેજ નમ્યું આપે છે.

વિવેક એ વિનયનું અંગ છે. બોલી અને કરણી બંનેમાં વિવેક જોઈએ. જેઓ વડીલ સાથે ધીમેથી બોલે છે, મોટાંનું માન રાખે છે, સરખાં સાથે સભ્યતાથી વર્તે છે, અને નાનાંને તુચ્છકારતાં નથી, તે વિવેકી કહેવાય છે. કોઈ આવે જાય તેમને તેમની યોગ્યતા પ્રમાણે માનઆવકાર આપવો, એ પણ વિવેકમાં ગણાય છે. અવિવેક અથવા અસભ્યપણાથી આપણી તોછડાઈ જણાઈ આવે છે, અને આપણો ભારવકકર ઘટે છે. જે બહુબોલું કે ચાવળું હોય, તે ઘણું કરીને વિવેકની હદમાં રહી શકતું નથી. ચામડાની જીભ ગમે તેમ વળી જાય છે, તેથી વખતે ન બોલવાનું બોલી જવાય, તો સામાને માઠું લાગે. ઉછાંછળાપણાથી કે વગર વિચાર્યું બોલવા ચાલવાથી ઘણી વાર વિવેકનો ભંગ થાય છે.

ગંભીરપણું એ વિનયનો એક ભાગ છે. જે ગંભીર હોય તે ઉછાંછળું ન હોય. ગંભીર માણસને સમુદ્રની ઉપમા આપે છે, કેમકે તે નદીનાળાંની પેઠે છલકાઈ જતું નથી; અથવા ગમે તેટલું તોફાન થાય, તોપણ તે પોતાની માઝા મૂકતું નથી. ગંભીરપણામાંથી ઠાવકાપણું પેદા થાય છે. ઠાવકું માણસ સૌને વહાલું લાગે છે. દ્વેષ, ચીઢ, અને તામસ, એ ગંભીરતાના શત્રુ છે, માટે તેમને તજ્યા વિના ગંભીર થવાતું નથી.

અદબ એ વિનયનું ચોથું અંગ છે. મોટાંના મોઢા આગળ કેવું બોલવું અને કેવી રીતે બેસવું, એ જે જાણતાં નથી, તે અદબ જાળવી શકતાં નથી. ઉપડતે સાદે કે ચબડચબડ બોલવાથી અદબનો ભંગ થાય છે. પૂછ્યા વગર બોલવું, કે જ્યાં ને ત્યાં ટાપસી પૂરવા ઉભાં થવું, એ બેઅદબીની નિશાની છે. ઓઢવા પહેરવામાં અને બેસવા ઊઠવામાં અદબ જાળવવાના માર્ગ લોકોમાં જુદા જુદા હોય છે. ઘર ઘરની, ગામ ગામની, દેશ

દેશની, કે જાત જાતની રીતભાત જુદી જુદી હોય છે. આપણા ઘરમાં, ગામમાં, દેશમાં, કે નાતજાતમાં જે અદબ ગણાતી હોય, તે વિના કારણે છોડી ન દેવી.

---

અંગ—ભાગ.
ખામોશ—સાંખી રહેવું તે, ક્ષમા.
જાતરખુ—જાત—શરીર સાચવીને કામ કરનાર.
દુશ્મનાવટ—શત્રુવટ.
બાકરી—ટક્કર; સામા થવું તે.
માઝા—હદ; મર્યાદા.
સંત—સાધુ.
સભ્યતા—અદબ.
હુંપદ—હુંપણું; ગર્વ.

---

## पाठ ७. प्रभुप्रार्थना.

### राग प्रभात.

( वनचर वीरा वधामणी.—ए राह. )

गहन गति प्रभु ताहरी, पार पामुं शी रीते ?
अकळ कळा जाणी एटलुं, भजुं पुरण प्रीते. गहन. १.
धारी दया दीलमां घणी, पापनी माफी आपे;
कृपा करी करुणानिधि, कष्ट कोटिक कापे. गहन. २.
चिंता तने सर्व सृष्टिनी, प्राणीने पोषवानी;
कीडीने कण मण हाथीने, अन्न तो आपवानी. गहन. ३.
उपजावे वस्तु अनेक तुं, सुख आपवा सारु;
ए उपकारो अमाप छे, मापे शुं मन मारुं. गहन. ४.
रचना रची रुडी रीतथी, चित्त आनंद पामे;
अवलोकतां उंडा उतरी, वृत्ति त्यांज विरामे. गहन. ५.
अजब अलौकिक लेखीने, पेखीने प्रौढ पहाडो;
देखनीं दरीआ नदी वळी, झाझां जंगल झाडो. गहन. ६.

पृथ्वीथी मोटी पृथ्वीओ, सूर्य कोटिक कीधा;
आकाशे ए सौ अंगमां, केवां समावी दीधां. गहन. ७.
कर्ता ए केवो सर्वनो, महाशक्ति धरावे;
पाळक तारक तेह छे, काम रुडां करावे. गहन. ८.
व्यापी रह्यो सर्व विश्वमां, घटमां पण पेखो;
पासे रह्यो पण प्राणीओ, नजरे नव देखो. गहन. ९.
प्रेमने वश छे महाप्रभु, भक्तवत्सल जे छे;
भक्ति करुं तेनी भावथी, उर इच्छाज ए छे. गहन.१०.

---

અલૌકિક—લોકમાં ન જણાય એવી; તરેહવાર.
કરૂણાનિધિ—દયાના ભંડાર.
ગહન—સમજી ન શકાય એવી.
ઘટ--શરીર.
વિરામે--ઠરી રહે.
ભકતવત્સલ--ભક્ત ઉપર માયા રાખનાર.

---

## પાઠ ૮. ધર્મરાજા અને દ્રોણાચાર્ય.

**પાં**ડવ અને **કૌ**રવ વચ્ચે રાજ્યની વહેંચણ થતાં તકરાર પડ-વાથી અંતે મોટી લડાઈ થઈ, તેને મહાભારતનું યુદ્ધ કહે છે. **પાં**ડવે-માંના સૌથી મોટા ભાઈનું નામ યુધિષ્ઠિર હતું. તેઓ ન્યાયી ને સત્યવાદી હોવાથી તેમને સૌ ધર્મરાજા કહેતા. સત્ય ધર્મ પાળવામાં તે એટલા ચુસ્ત હતા, કે પોતાને ગમે તેટલું નુકસાન કે લાભ થવાનો હોય, તોપણ તે જુઠું બોલે નહિ, કે કરેલી પ્રતિજ્ઞા તોડે નહિ.

મહાભારતના જેવું મોટું ને વિનાશકારી યુદ્ધ આપણા દેશમાં બીજું થયું નથી એમ કહેવાય છે; કેમકે તેમાં હિંદુસ્તાનના ઘણા-ખરા રાજાઓ એક બીજાનો પક્ષ લઈ સામેલ થયા, અને તેમાં લાખો માણસોનો ઘાણ વળી ગયો. **પાં**ડવના પક્ષમાં દ્વારકાના શ્રીકૃષ્ણે મોટો ભાગ લીધો હતો. **પાં**ડવકૌરવને ધનુર્વિદ્યા શીખવીને લડા-

ઈમાં પાવરધા કરનાર દ્રોણાચાર્ય નામે ગુરુ હતા, તેમને કૌરવના પક્ષમાં રહેવું પડ્યું હતું. કૌરવ તરફથી જ્યારે તેઓ રણસંગ્રામમાં ઉતર્યા ત્યારે પાંડવ તરફના લોકોમાં હાહાકાર વર્તાઈ રહ્યો, કેમકે તેમને હરાવી શકે એવો કોઈ જોરાવર યોદ્ધા તે પક્ષમાં ન હતો. એવું કહેવાય છે કે દ્રોણગુરુની કાયા અમર હતી, એટલે તેઓ શસ્ત્રથી મરી શકે એમ ન હતું.

પાંડવપક્ષના યોદ્ધાઓ દ્રોણાચાર્યની સાથે લડી લડીને થાક્યા, પણ કંઈ વળ્યું નહિ, ત્યારે શ્રીકૃષ્ણે યુક્તિ શોધી કાઢી. પોતાના પુત્ર અશ્વત્થામાનું મરણ થયું એવો અવાજ દ્રોણને કાને પડે, તોજ તે મરી શકે એમ હતું. એવામાં અશ્વત્થામા નામનો એક હાથી મરી ગયો હતો, તેનો લાભ લઈને અશ્વત્થામા મરી ગયો એવું કોઈ દ્રોણને જણાવે તો તે દેહત્યાગ કરે; પણ એવું કહેનાર ધર્મરાજા જેવો કોઈ સત્યવાદી હોય, તોજ દ્રોણ તે ખરૂં માને. શ્રીકૃષ્ણે ધર્મરાજા કને આવીને તેમને આ વાત કરી, ત્યારે ધર્મરાજા બોલ્યા, કે હું કદી જુઠું કહેવાનો નથી. દ્રોણાચાર્ય પડો કે ન પડો, અને મને રાજ્ય મળો કે ન મળો, તેની મને દરકાર નથી. શ્રીકૃષ્ણે કહ્યું, હું કહું છું એ રીતે યુક્તિબંધ કહેવાથી તમે જુઠુંજ બોલ્યા એમ ઠરનાર નથી. દ્રોણાચાર્ય ખાતરીને માટે તમને પૂછે કે કોણ પડ્યું, ત્યારે તમારે કહેવું કે અશ્વત્થામા. અશ્વત્થામા નામનો હાથી પડ્યો છે, એ વાત તો સાચીજ છે કેની! ધર્મરાજાએ ઉત્તર આપ્યો, કે તમારા જેવા જ્ઞાની મને આવી જાતનો બોધ આપે એ નવાઈ સરખું છે. હું હાથી સમજીને કહું, અને દ્રોણ પોતાનો પુત્ર માને, તો મેં જુઠું કહ્યું એટલુંજ નહિ, પણ તેની સાથે છળ કર્યું કહેવાય. દ્વિઅર્થી બોલવામાંથી જૂઠ અને છળ બંને આવે છે, માટે તેવું વેણ મારા મોંમાંથી નીકળનાર નથી.

પોતાની મતલબ પાર પાડવા માટે શ્રીકૃષ્ણે અને બીજાઓએ હઠ કરીને **ધર્મરાજાને** બહુ હેરાન કર્યા ત્યારે પોતાની મરજી બીલકુલ ન છતાં સૌની ઇચ્છા પ્રમાણે વર્તવાનું તેમણે કબુલ કર્યું. **દ્રોણા**-ચાર્ય રણક્ષેત્રમાં હતા, ત્યાં ગયા પછી **અશ્વત્થામા** પડ્યાની કોઈએ વાત કરી ત્યારે **દ્રોણે ધર્મરાજાને** પૂછ્યું કે કોણ પડ્યું ? **ધર્મરા**-જાએ કહ્યું, **અશ્વત્થામા**; અને **દ્રોણ** ન સાંભળે એમ બાકીના બોલ તે બોલી ગયા. બાકીના બોલ ચાલતી દંતકથા પ્રમાણે नरो वा कुंजरो वा એવા હતા, અને તેનો અર્થ મરનાર **અશ્વત્થામા** નર ( પુરુષ ) હોય અથવા કુંજર ( હાથી ) હોય, એવો થતો હતો. **અશ્વત્થામા** મુઆની ખબર સાંભળતાંજ **દ્રોણાચાર્યે** દેહ મૂકી, અને **પાંડવોનું** કાર્ય સિદ્ધ થયું; પરંતુ **ધર્મરાજાને** પોતાના બોલવાનો પસ્તાવો નિરંતર થયા કરતો હતો; કેમકે પોતે જુઠુંજ કહ્યું, અને તેનું માઠું ફળ ભોગવવું પડશેજ, એમ તેઓ માનતા હતા.

---

ચુસ્ત—વળગી રહેનાર.
છળ—છેતરવું તે–દગો.
દેહત્યાગ—શરીરને છોડી દેવું એટલે મરી જવું તે.
દ્વિઅર્થી—બે અર્થવાળું.
ધનુર્વિદ્યા—ધનુર—કામઠું—હથિયાર વાપરવાની એટલે લડાઈ કરવાની વિદ્યા.
પાવરધા—હોશિયાર.
રણક્ષેત્ર—લડવાની જગા.
વિનાશકારી—નાશ કરનાર.
શય્યા—સેજ; પથારી.
શસ્ત્ર—હથિયાર.

---

## पाठ ९. सघळुंज साचुं बोलवुं.

સૂતી વખતે **સવિતાનો** ચહેરો ઉતરેલો જોઈ તેની મા **મણી**-ગૌરીએ પૂછ્યું, કેમ બેન, આજે તું દીલગીર જણાય છે ? તને શું થાય છે બેટા ? આટલું સાંભળતાંજ **સવિતા** છુટે મોઢે રોવા

લાગી. માએ તેને ખોળામાં બેસાડીને તે શાંત થાય એવા ઇલાજ લેવા માંડ્યા. ડુમો સમ્યા પછી **સવિતા** બોલી, જી, હું તને કંઈ કહેવા માગું છું, પણ મારી જીભ ઉપડતી નથી.

**મણીગૌરી**—બેટા, જે કહેવું હોય તે સુખેથી કહે.

**સવિતા**—આજે નિશાળેથી મોડાં આવવાનું તેં કારણ પૂછ્યું, ત્યારે મેં કહ્યું, કે શિક્ષક મને દાખલા ગણાવવા રોકી હતી.

**મણીગૌરી**—હા બેન, તેં મને હિસાબ ગણવાનું કારણ આપ્યું હતું તે વિષે કંઈ વધારે કહેવાનું છે?

**સવિતા**—દાખલા ગણવામાં વાર થઈ એ વાત ખરી છે; પણ આટલું બધું મોડું થવાનું કારણ એકલું એજ ન હતું.

**મણીગૌરી**—ત્યારે બીજું શું કારણ હતું?

**સવિતા**—જી, તું ગુસ્સે ન થઈશ હો. હું ને **લલિતા** ઘેર આવતાં હતાં, ત્યારે માર્ગમાં બજાણીઆના ખેલ ચાલતા હતા, તે જોવા અમે ઘણી વાર ઉભાં રહ્યાં હતાં. આ સાંભળીને મા કંઈ બોલી નહિ. તેથી **સવિતા**એ પછ્યું, જી, તને મારા પર રીસ ચઢી કે શું?

**મણીગૌરી**—રીસ તો નથી ચઢી, પણ મને દીલગીરી બહુ થાય છે.

**સવિતા**—(થોડી વાર મુગી રહ્યા પછી) જી, એ રીતે હું જોવા રહી તે બહુ ખોટું કહેવાય. નિશાળ છોડ્યા પછી સીધાં ઘેર આવવા તેં મને કહેલું. પણ ખેલ એવા સારા થતા હતા, કે તે જોવાનું અમને મન થયું.

**મણીગૌરી**—ખેલ સારા હશે, પણ તે કારણથી મારી આજ્ઞા વિરૂદ્ધ રસ્તે રોકાવું એ અલબત ખોટું કહેવાય; પણ મને વધારે દીલગીરી થવાનું કારણ તો એ કે તેં મને પ્રથમથીજ બધી વાત સાચેસાચી કહી નહિ.

**સવિતા**—પણ જી, હું નિશાળમાં રોકાઈ અને તેથી મોડું થયું એ વાત તો સાચીજ છે.

**મણીગૌરી**—એ વિષે મને શંકા નથી, પણ વાર થવાનું સઘળું કારણ ન આપતાં તેં થોડીજ વાત સાચી કેમ કહી?

**સવિતા**—તું ચિડાય નહિ માટે.

**મણિગૌરી**—મને ન ચીડવવાનો સારો માર્ગ તો એ હતો, કે તારે ખેલ જોવા ઉભાં નહોતું રહેવું, પણ તું તો ત્યાં ઉભી રહી. એ વાત છુપાવવાથી લાભ શો? એક ચાકરડીથી વાસણનો કાનો ભાંગ્યો, પણ તે તેણે ધીમેથી વાસણ ઉપર હતો તેવો ગોઠવી દીધો.

**સવિતા**—(હસીને) કેવી ગાંડી છોકરી!

**મણીગૌરી**—શા ઇરાદાથી તેણે એમ કર્યું હશે વારૂ?

**સવિતા**—શેઠાણી આવીને જુએ તો તેને તે ભાંગેલા ન જણાય એટલા માટે.

**મણીગૌરી**—વર્ગમાં દાખલા ગણવાનું કામ ચાલતું હતું, ત્યારે એક છોકરી પાટી પગ પર લઈ હિસાબ ગણવાનું ડોળ કરતી હતી. છોકરીઓ દાખલા બરાબર ગણે છે કે નહિ તે તપાસવા સારૂ શિક્ષક વર્ગમાં ફરવા માંડ્યું, ત્યારે તે છોકરીએ નજીકની છોકરીનો ગણેલો હિસાબ છાનોમાનો ઉતારી લીધો. એમ કરવામાં તેનો હેતુ શો હશે?

**સવિતા**—તે હિસાબ પોતેજ ગણ્યો છે એમ શિક્ષકને બતાવવું.

**મણિગૌરી**—એક કાછીઅણ જામફળ વેચવા બેઠી હતી. તેણે જનાવરનાં ખાધેલાં ને સડેલાં જામ નીચે રાખી સારાં જામ ઉપર ગોઠવ્યાં હતાં, તે શા હેતુથી?

**સવિતા**—તેનાં સઘળાં જામ સારાં છે એમ લોકો સમજે એટલા માટે; પણ એ તો ઠગાઈ કહેવાય.

**મણીગૌરી**—ખરી વાત બેટા. ત્યારે જેણે બીજાનો દાખલો ઉતારી લીધો, અને વાસણનો કાનો ગોઠવી દીધો તે શા માટે?

**સવિતા**—તે પણ બીજાંને છેતરવા માટે.

**મણીગૌરી**—હવે હું તને એકજ પ્રશ્ન પૂછું છું. એક છોકરી હતી, તેણે પોતાની માને અર્ધી વાત સાચી કહી, તે એવા ઇરાદાથી કે મા તેની આખી વાત સાચી માને. એ છોકરીને તું કેવી કહીશ?

**સવિતા**—( એકદમ ઊઠીને માની કોટે બાઝી પડી અને બોલી ) માજી, હવે મને સમજ પડી. મેં છેતરવાનું કામ કર્યું, તેને માટે હું બહુ પસ્તાઉં છું.

માએ તેને માફી આપીને કહ્યું, બેન, હવેથી જે કહે તે સઘળુંજ સાચું કહેવાની રીત રાખજે.

---

અલબત—ખરેજ. | વિરુદ્ધ—ઉલટું.

---

## पाठ १०. स्वदेशप्रीति.

### भुजंगी छंद.

भली भार्तभूमि विषे रोज रे' तो,
हशे को बिचारो नथी जेह के'तो;
भलो देश मारो भली भोम मारी,
मने प्राणथी नित्य छे एज प्यारी. १.

हशे मुजी को भारतो भूमि भारे,
नथी देशनी दाझ जेने लगारे;

सदा शुष्क हैयुं रहे वज्र जेवुं,
कशुं केम जाणे नथी लेवुं देवुं ! २.
हशे ते कदापि बहु लक्ष्मीवाळो,
वडो वैभवी राजवी ने रुपाळो;
तथापि न तेने विवेकी वखाणे,
भरे पेट ते काग कीडा प्रमाणे. ३.
स्वदेशी वडो देशीनां दुःख टाळे,
हजारो जनोने सदा जेह पाळे;
वळी लोककल्याणमां लाभ लेखे,
पुरा प्रेमथी कोण तेने न पेखे. ४.
नथी विद्वता वापरी देशदाझे,
नथी वापरी पाई जो लोक काजे;
नथी काम कीधां स्वदेशाभिमानी,
वृथा जन्म खोयो करी शी कमाणी ? ५.
विदेशे वसीने घणो काळ गाळी,
स्वदेशे गयो जे भलो भाग्यशाळी;
वियोगी सगां भूमिने भेटी भावे,
कहो कोणने हर्षनां आंसु नावे ? ६.

---

આર્તભૂમિ—ભરતખંડ; હિંદુસ્તાન.
મુગ્ધ—સમજ-ભાન વગરનો.
વૃથા—મિથ્યા.
વૈભવી—મોજ માણનાર.
શુષ્ક—સુકું.
સ્વદેશાભિમાની—પોતાના દેશના ગર્વવાળો.

## પાઠ ૧૧. આઠ આનામાં શું !

**મંછી** મેળો જોવા ગઈ હતી, ત્યાંથી ચિનાઈ માટીનું એક સુંદર પુતળું ખરીદી લાવી. માને બતાવવા માટે તે ઉતાવળી ઉતાવળી ઘેર આવતી હતી, એવામાં સામેથી આવતી ગાયની હટફટ વાગી; તેથી તે પડી ગઈ, અને તેનું પુતળું સડક પર અફળાવાથી ભાંગી ગયું. પુતળાના કકડા લઈને તે રોતી રોતી ઘેર આવી. માએ તેને છાતી સાથે ચાંપીને કહ્યું, બેન, રૂએ છે શા માટે ? પુતળું ભાંગી ગયું તો બલા ગઈ. હું તને એ કરતાં પણ ચઢિઆતું પુતળું બજારમાંથી મંગાવી આવીશ; પણ બેન, તને મેં આઠ આના આપ્યા હતા, તે તેં શેમાં વાપર્યા ?

**મંછી**—એ આઠ આના આપીને મેં આ પુતળું લીધું હતું.

**મા**—આ પુતળું તો બે આનાથી વધારે કિંમતનું નથી, તે છતાં તેના તેં આટલા બધા પૈસા કેમ આપ્યા ?

**મંછી**—મેં વહોરાને પૂછ્યું, ત્યારે તેણે આઠ આના કિંમત કહી, તેથી મેં આઠ આના આપ્યા.

**મા**—કોઈ વસ્તુ ખરીદવી હોય, ત્યારે તેની કિંમત વિષે બરાબર ચોકસી કરવી જોઈએ. વેચનાર માગે તેટલા દામ આપવાં નહિ. મેળામાં વેચનારા બમણા ત્રમણા પૈસા માગે છે, અને નાનાં છોકરાંને છેતરે છે.

**મંછી**—પણ બા, એવું પુતળું બીજે કોઈ ઠેકાણે ન હતું. મને તે બહુ પસંદ પડ્યું, માટે મેં લીધું.

**મા**—પસંદ પડે એ ચીજ લેવામાં હરકત નથી, પણ પસંદગી કરવામાં અને ખરીદવામાં વિચાર કરવો જોઈએ. આઠ આનાનું એકજ પુતળું લીધું, અને તે માટીનું હોવાથી ઝટ ભાંગી ગયું; તેથી આઠ આના નકામા ગયા, અને તું રમકડા વગર રહી. વળી જેની

ંમત બે આના કરતાં વધારે નથી, તેના તું આઠ આના આપી ાવી, તેથી છ આના છૂટી પડ્યા. તું ધારત તો આઠ આનામાં ારા ને ટકાઉ રમકડાં ઘણાં લઈ શક્ત. કદી થોડાં રમકડાં લઈને ાકીના પૈસા ખાવાની કે કામની ચીજો લેવામાં વાપર્યા હોય, તો ધારે લાભ થાત. વળી તેમાંથી કંઈ પૈસા ગરીબગરબાંને આપ્યા ાત, તો તે બિચારાં આશીષ દેત.

**મંછી**—બા, આઠ આનામાં તે શું! આપણા ઘરમાં ઘણાએ સા છે.

**મા**—આપણા ઘરમાં ઘણા પૈસા છે તે નાખી દેવાને કે કામા ખરચવા માટે નથી. આઠ આનાની કિંમત તું ધારે છે તેવી ાડી નથી. આઠ આના શી રીતે પેદા કરાય તેનો વિચાર હજી તેં ર્યો નથી. એક બૈરી રોજ રેંટીઓ કાંતે, તો આઠ આના મેળવતાં ને લગભગ ત્રણ દિવસ લાગે. દળણું દળનાર દસ શેર ઘઉં દળે ારે તે આઠ આના પેદા કરે, અને ગોલણને આઠ આના ળવવા માટે ત્રણ મણ ડાંગર ખાંડવી પડે. એક મજુર આખો હાડો વૈતરૂં કરે ત્યારે તે માંડ આઠ આનાના પૈસા મેળવી શકે.

**મંછી**--ઓહો! આઠ આના પેદા કરવામાં કેટલી મહેનત રવી પડે છે! આ વિચાર તો મારા મનમાં આવ્યોજ ન હતો.

**મા**—પસીનો ઉતર્યા વગર પૈસા પેદા થતા નથી. સો હાથનો ડો ખાડો ખોદીએ, તોપણ એક પૈસો હાથ લાગતો નથી. હવે માઠ આનાના ઉપયોગ વિષે વિચાર કરીએ. આઠ આનાની મેક ઓઢણી લીધી હોય તો ચાર પાંચ મહીના પહોંચે, અને મેક ધાતુનો પ્યાલો ખરીદ્યો હોય, તો તે બેચાર વર્ષ સુધી પાણી પીવાના કામમાં આવે. આઠ આનાના ૩૨ પૈસા થાય, તેથી ાજ પૈસાનું દૂધ લાવીએ, તો બત્રીસ દિવસ સુધી લાગટ દૂધ

પેવાય. આઠ આનાની ૯૬ પાઈ થાય, અને રોજ પાઈની ભાજી આણી હોય, તો ગરીબ માણસને ૯૬ દિવસ સુધી શાક ખાવાનું મળે. આઠ આનાની ઘેંસ કરીને અનાથ લોકોને પાઈ હોય, તો ત્રીસ ચાળીસ માણસની આંતરડી ઠરે. જેઓ આઠ આના ઓહોમાં કાઢે છે, તેઓને પૈસાટકા ગમે તેમ ઉડાવી દેવાની ટેવ પડે છે. ઘરમાં ગમે તેટલું નાણું હોય, પણ તે ઉડાઉપણાથી ખાલી થઈ જાય છે. પૈસે પૈસે પૈસાદાર થવાય છે, એ વાત હંમેશાં લક્ષમાં રાખી તેનો ઘટિત ઉપયોગ કરવો.

---

અનાથ—માબાપ કે ધણી વગરનાં; ગરીબ.

ઘટિત—યોગ્ય; લાયક.

ચોકસી—તપાસ.

---

## पाठ १२. फुलणजी थवानुं फळ.

**મણી**—આપણી કીકીનો વિવાહ માણેકબાઈ દેશાણને ત્યાં કરવા માટે હું તમને ઘણા દહાડાથી કહ્યા કરૂં છું, પણ તમારી તો ઊંઘજ ઊડતી નથી. એ વરને કોઈ ઝડપી લેશે, તો આપણને એવું ઘર મળશે નહિ. કીકી મોટી થવા આવી, તેથી મને તો લગારે જંપ વળતો નથી.

**દયાળજી**—સૂરભાઈ દેશાઈને એક બે વાર પુછાવ્યું, પણ તે તો પાંચ હજાર રૂપીઆ વાંકડાના માગે છે, અને બીજી એવી શરતો કરે છે, કે તે આપણાથી પળી ન શકે.

**મણી**—કુળવાન હોય તે વાંકડો તો માગેજ તો. આપણને એટલો વાંકડો કંઈ ભારે પડનાર છે?

**દયાળજી**—કેમ ભારે ન પડે?

**મણી**—આપણને દેશાઈગીરીની મોટી રકમ સરકારમાંથી મળે છે, ગામની ઉપજ સારી આવે છે, અને વાડીવજીફાની પેદાશ થાય છે તે જુદી.

**દયાળજી**—એ તો ખરૂં, પણ આપણે માથે કરજનો બોજો કેટલો છે, અને ખરચ કેટલું થાય છે, તેનો તમને વિચાર પણ ભાગ્યેજ થતો હશે. પિતાજી પચાસ હજાર રૂપીઆનું કરજ મૂકીને ગુજરી ગયા છે, તેના વ્યાજમાં ગામની ઉપજ તણાઈ જાય છે. બીજું જે ઉત્પન્ન આવે છે, તે કરતાં આપણું ખરચ વધારે છે, તેથી કરજનો બોજો વધતો જાય છે.

**મણી**—આપણે શું એવું ભારે ખરચ કરીએ છીએ ? કંઈ રોજ શીરા શેકીને તો ખાતાં નથી ?

**દયાળજી**—શીરા શેકીને ખાવાથી ઘણું ખૂટી પડે એમ નથી, પણ કુટુંબની આબરૂ જાળવી રાખવા માટે ઘણી તરેહનું ખરચ કરવું પડે છે. તમને પૈસાની કિંમત માલમ નથી. છોકરાંછૈયાંનાં ને તમારા કપડાં પાછળજ કેટલું ખરચ થાય છે, તેનો તમે વિચાર કરો. કોઈ પણ નવો દાગીનો દીઠો કે તે ખરીદવા તમે તૈયાર થાઓ છો. જ્યાં એક રૂપીઆથી પતી શકે, ત્યાં તમે પાંચ રૂપીઆ ખરચી નાખો છો. તમે ઉજળું એટલું દૂધ દેખો છો, પણ આપણી ખરેખરી હાલત કેવી છે, તે તમારા જાણવામાં નથી.

**મણી**—ત્યારે શું ઘણું ખરચ કરનારી હુંજ છું કે ? આપણા ઘર પ્રમાણે કપડાંલત્તાં ને ઘરેણાંગાંઠાં ન જોઈએ વારૂ ? આપણાં છોકરાં ગરીબની હાલતમાં રહે, એ મારાથી તો ખમાય નહિ. આવી આવી વાતો કરીને તમે **માણેકબાઈ**ને ત્યાં વિવાહ કરવાની વાત ઉડાવવા માગો છો, પણ **કીકી**ને માટે એ ઘર નહિ જુઓ, તો આપણને તો પાલવનાર નથી.

**દયાળજી**—કરકસરથી ઘર નિભાવવું એ સ્ત્રીઓનું કામ આપણી સ્થિતિ પ્રમાણે ઘટતો ખરચ કરવો; પણ ઉડાઉ થઇ સારૂં નથી. આપણી નાતમાં જે જે ફુલણજી થયા તે તે ખર ખસ્ત થઈ ગયા છે, એ વાત ધ્યાનમાં રાખવી. જો **માણેકબ** ઘર નહિ મળે, તો કોઈ બીજું સારૂં ઘર ખોળી કાઢીશું.

**મણીને** ધણીએ ઘણી રીતે **સમજાવી**, પણ તેનું મન મ નહિ. તેણે હઠ કરીને **સૂરભાઈ** દેશાઈને ત્યાં વિવાહ કરાવ અને લગ્નવખતે ખૂબ ધામધુમ કરી. નાતજાતમાં રૂડું દેખાડવ કોડથી તેણે ખરચમાં કસર રાખી નહિ. દીકરાનું લગ્ન અ ત્યારે પણ તેણે હદથી જાદે પૈસા ઉડાવ્યા. રોજના કકળા કંટાળીને **દયાળજી મણીના** કહેવા પ્રમાણે ખરચ કરવામાં એ તણાઈ મુઓ, કે આખરે તેને ગામગરાસ ગીરો મૂકવાનો દરદાગીના વેચી નાખવાનો વખત આવ્યો. ઘરબાર ને બાગ ગીચા સુદ્ધાં સાહુકારોને ઘેર ગયાં, અને તેને એક નાના ઘ ગરીબની માફક રહેવું પડ્યું. કહ્યું છે કેઃ—

ફાવે તેવાં ખરચ કરીને, ફુલણજી થઈ ફૂલે છે,  
ડરે નહિ ડગ ભરતાં મોટાં, તે દેવામાં ડૂબે છે;  
ભલે ભલે બોલે છે લોકો, તે ભ્રમથી જે ભૂલે છે,  
ફટ ફટ પાછળથી બહુ થાયે, કહો જશમાં તે શું લે છે?

---

ખરાબખસ્ત—પાયમાલ.  
ગરાસ—સરકારમાંથી જે જિવાઈને માટે મળતું હોય તે.  
વજીફો—સરકારથી પળતી ખ… મત જમીન.  
વાંકડો—પહેરામણી.

## पाठ १३. कृष्णे करेली विष्टि.

(લડાઈ ન કરવી પડે અને સમાધાનીથી સઘળું પતી જાય, એવે ઇરાદે **પાંડવો**એ કૃષ્ણને દુર્યોધન કને મોકલ્યા હતા તે વિષેની હકીકત.)

પછી કૃષ્ણ **હસ્તિનાપુર** ગયા. અહીં તેમના સત્કારને માટે સઘળું સજ કરી રાખ્યું હતું. સૌ કૃષ્ણને સામા લેવા ગયા, પણ દુર્યોધન ન ગયો. કૃષ્ણ નગરમાં આવ્યા ને ધૃતરાષ્ટ્રને મળ્યા. પછી તે **વિદુર**ને ત્યાં જઈ કુંતીને મળ્યા. પછી દુર્યોધનને મહેલે ગયા. અહીં દુર્યોધને બેસાડ્યા, ને ફળપાન તેમની આગળ મૂક્યાં. કૃષ્ણે તેમાંનું કંઈ લીધું નહિ, ત્યારે દુર્યોધન બોલ્યો, કે કેમ આજ કંઈ રૂચિ કરતા નથી? કૃષ્ણે ઉત્તર દીધો, જો કોઈ કોઈને ઘેર જઈ તેને ત્યાં ખાવાપીવાનું કરે. તો જાણવું કે તે બે મિત્ર છે, અથવા એકને બીજાની ગરજ છે. દુર્યોધન બોલ્યો. તમને ખાવાની રુચિ નહિ હોય, પણ તમે મને મિત્ર કેમ નથી ગણતા? કૃષ્ણ બોલ્યા, જ્યાંસુધી તું **પાંડ**વનું કોઈ પણ રીતે મન નહિ મનાવે, ત્યાંસુધી તારે મારે મૈત્રી થનાર નથી. વળી જે કામને માટે હું તારી પાસે આવ્યો છું, તે કામ મારી ઇચ્છા પ્રમાણે થયા વિના મારે તારા ઘરનું ખાવું ઘટિત નથી; વળી તું જે આટલો આગ્રહ કરે છે, તેમાં તારી કંઈ પણ ભુંડી મતલબ કેમ ન હોય? માટે હું અહીં કંઈ નહિ ખાઉં; **વિદુર**ને ઘેર જઈને ત્યાં ખાઈશ. એમ બોલી કૃષ્ણ ઊઠ્યા, ને તેમની સાથે **ભી**ષ્મ, **દ્રો**ણ, ને બીજા પણ ઊઠ્યા. તેઓએ પોતપોતાને ત્યાં આવવાને કૃષ્ણને વિનંતી કરી, પણ કૃષ્ણે કહ્યું, કે એકને ઘેર જાઉં તો બીજાનું મન દુખાય, માટે હું તો **વિદુર**ને ત્યાંજ જઈશ.

બીજે દહાડે કૃષ્ણ સભામાં ગયા. થોડી વાર થઈ કે નારદ ને બીજા ઋષિઓ આકા**શમા**ર્ગે સભામાં આવી બિરાજ્યા. પછી

કૃષ્ણ બોલ્યા, ઓ મહારાજ ધૃતરાષ્ટ્ર, હું પાંડવકૌરવ વચ્ચે ઐક્ય થાય તેને માટે અહીં આવ્યો છું, કે જેથી મોટા શૂરવીર યોદ્ધાઓનો સંહાર થતો અટકે. ભરતનું કુળ ધર્મ અને સદાચરણને



માટે વિખ્યાતિ પામ્યું છે, પણ તારા પુત્ર અધર્મે ને દુરાચારે વર્તે છે, ને હવે તેઓ સગાંસંબંધીઓનો નાશ કરવા ઇચ્છે છે. જો તું યુદ્ધ કરવાની આજ્ઞા આપીશ, તો પૃથ્વીનો પ્રલય થશે, ને ઇચ્છશે તો સમાધાન ઝટ થશે. શત્રુવટથી ને યુદ્ધથી લાભ થનાર નથી. પાડવો કૌરવ કરતાં સોગણા વધારે બળીઆ છે. કૌરવ ને તેના પક્ષના રાજાઓ દ્વેષબુદ્ધિ મૂકી દઈ સમાધાન ઇચ્છે તો કેવું સારૂં, કે આપણે એ નિમિત્તે મોટો ઓચ્છવ કરીએ. હવે પાંડવોએ જે સંદેશો મારી સાથે કહેવડાવ્યો છે તે સાંભળ. મહારાજ, તમે અમારા પિતાને ઠેકાણે છો. અમે તેમ ગણીએ છીએ, ને તમે અમને પુત્ર પ્રમાણે ગણો. તમારી આજ્ઞા પ્રમાણે અમે બાર વર્ષ વનમાં ને એક વર્ષ ગુપ્ત રહ્યા છીએ. તમારી

સભાના સર્વે બ્રાહ્મણો જાણે છે, કે અમે અમારૂં વ્રત પાળવામાં કંઈ ઊણું રાખ્યું નથી. અમને અમારા ભાગનું રાજ્ય પાછું અપાવો. અમારો દોષ છે, કે કૌરવનો, તેનો વિચાર તમારે કરવો. હવે હું મારી પાસેનું છેલ્લું બોલું છું, કે યુદ્ધ ન કરતાં સમાધાન આણવું એ ઉત્તમ પક્ષ છે. પાંડવોને અર્ધું રાજ્ય આપ, અને પછી તું ને તારા પુત્ર નિરાંતે સુખમાં રાજ્ય કરો.

ધૃતરાષ્ટ્ર બોલ્યા, તમે જે કહ્યું, તે સઘળું યથાર્થ ને સત્ય છે, પણ હું સ્વતંત્ર નથી. મારી ઇચ્છા પ્રમાણે હું કંઈ કરી શકતો નથી. દુર્યોધન હઠીલો છે; તે મારૂં, **ગાંધારીનું, વિદુરનું, ભીષ્મનું,** કે કોઈનું માનતો નથી. જો તમે તેને સમજાવશો, તો મારા ઉપર મોટો ઉપકાર થશે. પછી કૃષ્ણે, **ભીષ્મે, દ્રોણે,** ને **ગાંધારીએ** દુર્યોધનને બહુ બહુ સમજાવ્યો, પણ તે સમજ્યો નહિ. તે ક્રોધ કરી સભામાંથી ઊઠી ચાલતો થયો.

**નર્મગદ્ય.**

---

ઐક્ય—એકપણું; સંપ.
ગુપ્ત—છાના.
નિમિત્તે—બહાને.
પ્રલય—નાશ.
મૈત્રી—ભાઈબંધી; દોસ્તી.
યથાર્થ—જેવું જોઈએ તેવું; ઘટિત.
બિરાજ્યા—બેઠા.
વિષ્ટિ—સમાધાનનું કહેણ.
સત્કાર—માન.
સંહાર—નાશ.

---

## पाठ १४. मानी शिखामण.

### ललित छंद.

समजु बाळकी, जाय सासरे,
वचन माडीनुं, ध्यानमां धरे;
श्वशुरपक्षमां, लाजथी रही,
कसुर काममां, कीजीए नहि. १.

वचनथी वधे, वेरीओ घणा,
वचनथी वधे, हेतु आपणा;
विष रह्युं मुखे, मुखमां सुधा,
वचन मीठडां, बोलजे सुधां, २.

सरव साथ तुं, चाली जो मळी,
गरव टाळीने, जो गई गळी;
सरस संप तो, बाधशे वळी,
दुखरूपी नहि, देखशे कळी. ३.

परघरे बहु, बेसवुं नहि,
घरतणी कथा, के'वी ना कहीं;
कुथली पारकी, जो कही मुखे,
दुशमनो थशे, दाझशे दुखे. ४.

दीयर जेठ शुं, थोडुं बोलवुं,
अदबमां रही, रोज चालवुं;
वडील वृद्धनी, चाकरी करी,
प्रभुतणी प्रीति, पामजे खरी. ५.

हठ करी कशुं, मागवुं नहि,
रुसणुं मांडीने, दूभवुं नहि;
उपडते स्वरे, वा'ल ना वधे,
रखडते मने, काम ना सधे. ६.

वखत जो मळे, वांचजे कशुं,
नव रहीश तुं, वेन आळसु;
असुर सांज ना, एकलुं जवुं,
अतिश आकळां, क्रोधी ना थवुं. ७.

हसमुखां रह्ये, प्रेम वाधशे,
कुटुंब क्लेश तो, दूर सौ थशे;
अधम पापथी, वेगळां रही,
भजन भक्तिमां, राचवुं सही. ८.

---

રાચવું—રાજી રહેવું.
રૂસણું—રિસાઈ બેસવું તે.
સધે—પાર પડે.
સુધા—અમૃત.
સુધાં—સીધાં; ખરાં.
શ્વશુરપક્ષ—સાસરૂં.
હેતુ—હિત ચાહનાર.

---

## पाठ १९. मुलतवी राखवानां माठां फळ.

માણસ ઘણી વાર **હોય છે, થાય છે**માં વખત ગાળે છે, અને આળસથી કે કાળજી વગર તે ઘણાં કામ વખતસર ન કરતાં મુલતવી રાખે છે. આવી ટેવથી તેને ઘણી વાર નુકસાન ખમવું પડે છે.

ખાધા પછી એઠવાડઅબોટ તરત કરવામાં ન આવે, તો માખો ને કીડીઓ ભેગી થઈને ત્રાસ આપે. વાસણ તરત જેવાં સહેલથી મંજાય છે, તેવાં તે સુકાયા પછી સહેલથી મંજાતાં નથી.

વાસણની કલાઈ ઉતરી જવા આવી હોય, તો પણ ઘણી બાયડીઓ તેને ફરીથી કલાઈ દેવામાં આળસ રાખે છે. આજે બજારમાં કોણ જાય છે, કાલે બીજું કામ કરવાનું છે, પરમ દહાડે મામાને ઘેર જવું છે, માટે હવે કલાઈ પેલે દહાડે દેવડાવીશું. પેલો દહાડો આવે ત્યારે કંઈ કામ આવી પડે, કે વાત ભૂલી જવાય, તો વળી બે ચાર દહાડા વીતી જાય. કલાઈ વગરનાં તાંબાપિત્તળનાં વાસણને કાટ ચઢે છે, અને તેથી વખતે માઠાં પરિણામ નીપજે છે, એ વાત તેમના લક્ષમાં રહેતી નથી.

શિઆળાની ટાઢમાં છોકરાંને તથા પોતાને પહેરવા માટે ઊનનાં કીમતી કપડાં **શીવ**ડાવ્યાં. ટાઢ વીત્યા પછી તે કપડાંની ઘડીઓ કરી તેમાં કપુર, પડોપાંદડી, કે કાળીજીરી નાખીને તે સારી પેટીમાં જુદાં ભરી ન રાખતાં, તેણે તે ગમે તેમ મૂકી છાંડ્યાં. ચોમાસાના ભેજને લીધે તેમાં વાંતરી પડી, તેણે કપડાંના ચુરેચુરા કરી નાખ્યા. વખતસર સંભાળ ન લેવાથી કીમતી માલની આવી દશા થાય છે.

અખાત્રીજ વીતી ગઈ, આકાશમાં વાદળાં ચઢી આવવા લાગ્યાં. ને થોડા છાંટા પણ પડ્યા, ત્યાંસુધી છાપરાં ચળાવવાની ઊંઘ ઊડી નહિ. થોડા દહાડામાં મેઘરાજા તૂટી પડ્યા કે આખા ઘરમાં પાણી પાણી થઈ રહ્યું. કપડાંલત્તાં ભિંજાઈ ગયાં, દાણાદુણી પલળી ગયાં, અને રાંધવા સૂવાને માટે પણ કોરી જગા રહી નહિ. સંચાળવાનું કામ મુલતવી રાખવાથી કેટલું નુકસાન થયું !

ઘરની ભીંતને વાતડ જેવી બારીક ફાટ પડેલી જણાઈ. એવી ફાટની દરકાર ઘરધણિઆણીએ કરી નહિ. ચોમાસામાં તેમાં ધીમે ધીમે પાણી પેઠું, અને ફાટ જરા મોટી થએલી માલમ પડી. એમ છતાં તે પૂરી લેવાના કે તેમાં પાણી ભરાતું અટકાવવાના ઇલાજ તેણે લીધા નહિ. એ ફાટ આગળ જતાં બહુ મોટી થઈ, અને આખરે ભીંત પડવાનો વારો આવ્યો. વાતડ સાંત્રી લેવાનું કામ રૂપીઆરોડામાં પતી જાત, તેને બદલે સો બસેં રૂપીઆ ખરચવાની જરૂર પડી. જે કંઈ વખતસર કરવું જોઈએ, તે મુલતવી રાખવાથી ઘણા ગેરલાભ થાય છે.

બાળક છ માસનું થયું, ત્યાંસુધી તેને બળીઆ ટંકાવવાની તજવીજ માએ કરી નહિ. હવે શિઆળો વીતી જવાથી ટાઢના દિવસ ગયા, માટે બળીઆ આવતે વર્ષે ટંકાવાશે, એવો તેણે

વેચાર રાખ્યો. બે અઠવાડીઆં વીત્યાં નહિ એટલામાં બળીઆનો
ાવડ ગામમાં ચાલ્યો. એવા વાવડમાં બળીઆનો ભોગ ઘણાં
ૃોકરાં થાય છે, તે પ્રમાણે પેલા બાળકને જોરમાં બળીઆ
ીકળ્યા. શૈયડના મોટા દાણાથી બાળકનું આખું શરીર છવાઈ ગયું.
અને આખરે તેની વેદનાથી તે મરણ પામ્યું. માએ માથાં ને હૈયાં
ટ્યાં, પણ તેથી શું વળે ? તેને પોતાની ભૂલ સમજાઈ, તેથી તે
ારે વારે કહેતી કે મેં હાથે કરીને મારી મણી જેવી પુત્રી ખોઈ.
ં જો બળીઆ ટંકાવી દીધા હોત તો આવો વખત ન આવત.

સવિતાને એકાએક તાવ આવ્યો. તે એક બે દિવસમાં એની
ળે ઉતરી જશે, એવા વિચારથી માએ ઓસડવેસડની કંઈ કાળજી
ા કરી. તાવ એકદમ વધી પડ્યો, અને સવિતા લવારીએ ચઢી;
ેમ છતાં પણ માની આંખો ન ઉઘડી. રાતનો વખત છે, માટે
ાવારે દાક્તરને બોલાવીશું, એવો વિચાર માએ રાખ્યો. સવારમાં
ાતા દાતણપાણીમાં ને નાહવા ધોવામાં રોકાઈ, તેથી દાક્તરને
ાઠ વાગે બોલાવ્યો; પણ તેના આવતા અગાઉજ સવિતાના
ામ રમી ગયા. કેવું ભયંકર પરિણામ આવ્યું !

---

લતવી રાખવું—શોભાવી રાખવું.
મ રમી ગયા—મરણ પામી.
ાતડ—વા જઈ શકે એવી બારીક ફાટ.
વાવડ—મરજ; રોગ.
વાંતરી—કસારી; સફેદ ઝીણાં જીવડાં.

---

## पाठ १६. काजी अने पादशाह.

એક માણસને પરદેશ જવાનું હતું. પોતાની પાસે બે હજાર
પીઆ હતા, તે તેણે એક થેલીમાં ભર્યા. થેલી ઉપર સહીસિક્કા
રીને શહેરના કાજીને ત્યાં તે થાપણ મૂકી. બે ત્રણ વર્ષે જ્યારે

તે પાછો આવ્યો, ત્યારે કાજીને ત્યાં થાપણ લેવા ગયો. કાજીએ જેવી અસલ મૂકી હતી તેવી થેલી તેને પાછી આપી. થેલી ઉપરના સહીસિક્કામાં કંઈ ફેર પડ્યો ન હતો, એમ છતાં તેણે કાજીના મોં આગળ થેલી તોડી, તો તેમાંથી રૂપાને બદલે તાંબાના સિક્કા નીકળ્યા. કાજીને પૂછતાં તેણે જણાવ્યું, કે તેં જેવી થેલી સોંપી હતી, તેવી હું તને અકબંધ પાછી આપું છું. વધારે તકરાર કરતાં તે માણસને જવાબ મળ્યો, કે તેં કંઈ મને રૂપીઆ ગણીને સોંપ્યા ન હતા.

કાજીએ સીધો જવાબ ન દીધો, ત્યારે તે માણસ પાદશાહ પાસે ફરિયાદ કરવા ગયો, અને બનેલી સઘળી હકીકત તેણે કહી સંભળાવી. પાદશાહે જરા વિચાર કરીને કહ્યું, હમણા તું તારી થેલી મારી પાસે મૂકી જા. હું થોડા દહાડામાં તને ઇન્સાફ આપીશ.

બીજે દહાડે પોતાના તખ્ત ઉપરના ગાલીચાને જરા ફાડીને પાદશાહ શિકારે ચાલ્યો ગયો. જે ચાકરનો તે દિવસે વારો હતો તે ચાકર ફાટેલો ગાલીચો જોઈને ધ્રૂજવા લાગ્યો. તેણે બીજા ચાકરને ફાટેલો ગાલીચો બતાવીને કહ્યું, કે જો પાદશાહ આ વાત જાણશે તો મને ભારે શિક્ષા કરશે. બીજા ચાકરે પૂછ્યું, આ વાત બીજું કોઈ જાણે છે, અથવા ગાલીચાને કોઈએ ફાટેલો દીઠો છે? તેણે કહ્યું ના. ત્યારે તે બોલ્યો, તું બેફીકર રહે. આ શહેરમાં ફલાણો તૂણનાર ઘણો ચાલાક છે, તે એવું તૂણી આપશે, કે કોઈને ખબર પડવાની નથી.

તૂણનારની દુકાને જઈને ચાકરે કહ્યું, આ ગાલીચો પાદશાહનો છે, તે બરાબર દુરસ્ત કરી આપ. તું જે મજુરી માગીશ તે હું તને આપીશ, પણ કામ બેશ કરજે. તૂણનારે બે રૂપીઆ માગ્યા, ત્યારે ચાકરે તેને ચાર રૂપીઆ આપ્યા; તેથી ખુશી થઈ તૂણનારે એક રાતમાં ગાલીચો જેવો હતો તેવો કરી આપ્યો. ચાકરે તે તખ્ત ઉપર બિછાવ્યો.

પાદશાહે ગાલીચો દુરસ્ત થએલો જોયો, એટલે તેણે ચાકરને લાવી પૂછ્યું, કે આ ગાલીચો કોણે દુરસ્ત કરી આપ્યો? ચાકર ફાં મારવા ને અજાણપણું બતાવવા લાગ્યો, ત્યારે પાદશાહે કહ્યું,તું રા પણ ડરતો નહિ. કંઈ કારણસર મેંજ તે ફાડી નાખ્યો હતો. કરે તૂણનારનું નામ દીધું, તેથી પાદશાહે તેને તેડાવ્યો, અને છ્યું કે તેં આ શહેરમાં કોઈની થેલી રફુ કરી છે? તેણે કહ્યું, હા દાવંદ. પાદશાહે ફરીથી પૂછ્યું, તે થેલી તારા જોવામાં આવે તો ે તું ઓળખી શકે? તેણે જવાબ દીધો, હા સાહેબ; હું તે સારી રીતે ળખી શકીશ. પછી પાદશાહે પેલી થેલી બતાવી, તે તપાસીને ણે કહ્યું, આ થેલી મને કાજી સાહેબે રફુ કરવા આપી હતી.

પાદશાહે કાજીને બોલાવીને કહ્યું, તમારા પ્રમાણિકપણા ઉપર ને પૂર્ણ ભરોસો હતો, તેથીજ મેં તમને કાજીની જગા આપી હતી. ધારતો ન હતો કે તમે ચોરીનો ધંધો કરતા હશો. પેલા માણસને સે બોલાવીને પાદશાહે કાજીને પૂછ્યું, આ શખ્સનો માલ તમે ા ચોર્યો છે? કાજીએ કહ્યું, મેં માલ ચોર્યો એવું કોણ કહે છે, ખુદા- દ? પાદશાહ ગુસ્સે થઈને બોલ્યો, એવું હું કહું છું. એમ કહીને ણે થેલી બતાવી એટલે કાજી શરમાયો ને ગભરાયો. પાદશાહે ક્મ કર્યો, કે થેલીના માલીકના પૈસા તેને કાજીની મિલ્કતમાંથી પાવવા, અને કાજીએ પાક દાનત ન રાખતાં થાપણ ઓળવી, ટે તેને કેદમાં નાખવો.

કોઈની થાપણ ઓળવવી એ મોટો ગુનો છે. આપણા ઉપર શ્વાસ રાખીને કોઈ કંઈ જણસ આપણે ત્યાં મૂકી જાય, તો તે ારે માગે ત્યારે પાછી આપવી; દાનત બગાડવી નહિ. લોભને ા થઈને જે કોઈ દાનત બગાડે છે, તે પાપીમાં ખપે છે, અને રમેશ્વરને નારાજ કરે છે. થાપણ મૂકનારે શી શી જણસો છે, તે

થાપણ રાખનારને બતાવવી, અને બનતાં સુધી કોઈ હાજર હોય ત્યારે તે ગણીને તેને સોંપવી.

---

| | |
|---|---|
| અકબંધ—તોડ્યા વગર; જેવી હતી તેવી. | તખ્ત—પાદશાહને બેસવાની બેઠક. |
| ઓળવવી—ઉચાપત કરવી. | પાક—ચોકખી; શુદ્ધ. |
| ખુદાવંદ—પ્રભુ; માલીક. | ૨૬ કરવું—તૂણવું. |

---

## પાઠ ૧૭. સાવિત્રી.

મદ્ર નામે દેશના **અશ્વપતિ** રાજાની પુત્રીનું નામ **સાવિત્રી** હતું. નાનપણથીજ માતાપિતાએ તેને ભણાવી ગણાવીને જ્ઞાનવાન કરી હતી. યોગ્ય ઉંમરની થયા પછી પોતાની દાસીઓ સહિત તે એક દિવસ તપોવનમાં મુનિઓનાં દર્શન કરવા, તથા તેમની સાથે શાસ્ત્ર-ચર્ચા કરવા ગઈ હતી. ત્યાંથી પાછા ફરતાં જંગલમાં એક ઝુંપડી તેના જોવામાં આવી. તેમાં એક આંધળો ડોસો, અંધ ડોસી, તથા એક કિશોર વયનો પુત્ર રહેતાં હતાં. તપાસ કરતાં માલમ પડ્યું કે **અવંતી** નગરીના દ્યુમત્સેન રાજાને તેના શત્રુઓએ પદભ્રષ્ટ કરવાથી તે પોતાની રાણી **શૈબ્યા** અને રાજપુત્ર **સત્યવાન** સાથે આવીને અત્રે વસેલો છે. મુનિવેષમાં છતાં **સત્યવાન** તેજસ્વી, પરાક્રમી, અને બુદ્ધિમાન દેખાતો હતો, તેથી **સાવિત્રીએ** તેને મનથી વરી લીધો.

કુંવરીએ કરેલો નિશ્ચય **અશ્વપતિના** જાણવામાં આવ્યો, ત્યારે તે બહુ દીલગીર થયો, અને તેનો વિચાર ફેરવવા માટે **સાવિત્રીને** ઉપદેશ કરવા લાગ્યો. **સાવિત્રીએ** કહ્યું, પિતાજી, મેં મારું મન **સત્ય-વાનને** અર્પણ કર્યું છે, તે કદી પણ મિથ્યા થઈ શકનાર નથી. રાજાના પ્રશ્ન ઉપરથી **નારદ** મુનિએ કહ્યું હતું, કે **સત્યવાન** એક વર્ષમાં મરી જશે, તે વાત **સાવિત્રીને** જણાવીને પોતે લીધેલી હઠ છોડી દેવાને

તેણે તેને આગ્રહ કર્યો, અને બીજો વર પસંદ કરવા માટે સ્વયંવર રચવાની તેણે ઇચ્છા જણાવી. **સાવિત્રી** બોલી, પિતાજી, તમારી બાળાને ક્ષમા કરો. મારે વાસ્તે તમારી ઘણી કાળજી છે, તેને માટે હું તમારી બહુ આભારી છું. મારે માટે બીજો વર શોધવાની કંઈ જરૂર નથી. હું **સત્યવાન**ને તનમનથી વરી ચૂકી છું, માટે એજ મારો પતિ છે. તેના સિવાય બીજા કોઈને હું વરવા ખુશી નથી. ભવિષ્યમાં મારે વિધવાપણાનું દુઃખ સરજ્યું હશે, તો તે કોઈ મિથ્યા કરી શકનાર નથી. આ અનિત્ય સંસારમાં કંઈ નિત્ય નથી, વહેલું કે મોડું મરણ તો પ્રાણીમાત્રને છે. તે કોઈનું અટકાવ્યું અટકનાર નથી.

**સાવિત્રી**ની આવી દૃઢતા જોઈને **અશ્વપતિ**એ તેને **સત્યવાન** સાથે પરણાવી. વળાવતી વખતે માતાએ આંસુભરી આંખે કહ્યું, પુત્રી ડાહી થજે, અને તારાં સાસુસસરાની તથા પતિની સેવા કરજે. માતાપિતાના કુળને દિપાવવાનો સર્વ આધાર તારી ભલી વર્તણુક ઉપર રહેલો છે. હવે તું વનને સુંદર ભવન સમાન માનજે.

ઇચ્છેલો પતિ પામવાથી **સાવિત્રી**ને અતિ આનંદ થયો. જેનું શરીર કોમળ છે, જેણે ટાઢતડકો કદી દીઠો નથી, અને જેણે એક મોટા રાજાની કુંવરી તરીકે અનેક સુખ ભોગવેલાં છે, તે આજે વનવાસને છાજે એવાં કપડાં પહેરીને એક ઝુંપડીમાં રહેવા ગઈ, અને વડીલોની તથા પતિની સેવામાં તનમન અર્પણ કરીને આનંદ માનવા લાગી.

**નારદ** મુનિએ ભાખેલા ભવિષ્ય પ્રમાણે **સત્યવાન**નું મરણ નજીક આવતું ગયું, કેમકે વર્ષની મુદતને વીતી જતાં વાર લાગતી નથી. ખભે કુહાડો મૂકીને **સત્યવાન** લાકડાં કાપવા તથા ફળફળાદિ વીણી લાવવા માટે જંગલમાં જવા નીકળ્યો. એજ દિવસે તેનું મરણ થનાર

છે, એમ જાણી **સાવિત્રીએ** જંગલ જોવાને મિષે તેની સાથે જવાનો આગ્રહ કર્યો. બંને જંગલમાં ઘણે દૂર ગયાં. પછી **સત્યવાન** લાકડાં કાપવા માટે એક વડ ઉપર ચઢ્યો, પણ થોડી વારમાંજ માથામાં કંઈ પીડા થવાથી હેઠે ઉતરીને તે **સાવિત્રીને** કહેવા લાગ્યો, કે મને માથામાં ઘણું દરદ થાય છે. **સાવિત્રી** સમજી કે હવે પતિનો કાળ નજીક આવ્યો છે. તેણે પોતાના લુગડાનો છેડો પાથરીને તેને તેમાં સુવાડ્યો, અને તેનું માથું ખોળામાં લઈને તેને ચેન પડે એવા ઉપાય તે કરવા લાગી. એ વખતે તે દૃઢ નિશ્ચયથી ઈશ્વરની ભક્તિ કરતી હતી. મૂળ કથામાં એવું વર્ણન છે, કે સત્યવાન મરણ પામ્યો તે વખતે **યમરાજા** હાજર થયા, તેની સાથે **સાવિત્રીએ** ઘણો વાદ કર્યો, અને પતિને જીવતો કરવા અતિ આગ્રહ કર્યો. પતિવ્રતા સાધ્વી સ્ત્રીના વિશ્વાસ અને ભક્તિના પ્રતાપથી **યમરાજાએ** ખુશી થઈને **સત્યવાનને** જીવતદાન આપ્યું!

---

અનિત્ય—નાશવંત.
ઉપચાર—સેવાચાકરી.
કિશોર—બાર પંદર વર્ષની વય.
તપોવન—તપ કરવાનું વન-જંગલ.
નિત્ય—હંમેશ ટકે એવું.
પદભ્રષ્ટ—ગાદી ઉપરથી ઉઠાડેલો.
ભવન—ઘર.
મુનિ—મનને મારનાર ઋષિ.

---

## पाठ १८. जशोदानो विलाप.

### राग वेराडी.

मारुं माणकडुं रिसायुं रे सामळीआ,
तारा मनमां ए शुं आव्युं रे सामळीआ.
हुं अपराधण माताने मूकी, शा माटे झंपलाव्युं रे, सामळीआ.
मारुं माणकडुं. १.

कालिंदीनुं काळुं पाणी, मांहे वसे काळो काळी;
हवे आशा ते शी मळवानी, केम आवे वनमाळी रे,
सामळीआ. मारुं. २.

संतानरूपीउं मोटुं धन ते, कर्मे लीधुं लूटी.
में नव जाण्युं जतन करी ने रत्न पड्युं केम छूटी रे,
सामळीआ. मारुं. ३.

पुत्र पामी हुं छेल्ले आश्रमे, उछेरीओ प्रतिपाळी;
नीपन्यो रस ढळी गयो हुं, विजोग आगे बाळी रे,
सामळीआ. मारुं. ४.

नाके मोती पाये घुघरी, मोरमुगट शिर धारी;
फरी रूप हुं क्यांथी देखुं, सुत आवे गौ चारी रे,
सामळीआ. मारुं. ५.

काने कुंडळ मुखमां मोरली, सांजे गोकुळ आवे;
भूख्यो छौं कही पेट देखाडे, मुने माडी कही बोलावे रे,
सामळीआ. मारुं. ६.

पीत पिछोडी, काछ कसे, मुज कने नेतरुं मागे;
हुं घरडी माने थाकी जाणी, कोण वलोवा लागे रे,
सामळीआ. मारुं. ७.

उंडा जळमां वासो कीधो, पाणीमां केम गमशे ?
मोर पोपट ने पुतळी तारे, रमकडे कोण रमशे रे,
सामळीआ. मारुं. ८.

कंई तुं गयो ने हुं जीवुं छुं, ओछुं सगपण माटे;
साचुं वहाल तो ज्यां जणाए, सांभळतां हैडुं फाटे रे,
सामळीआ. मारुं. ९.

काष्ठ पें पाषाण कठिण छे, ते पें कठिण छे लाडु;
वज्रतुल्य छे काळजुं मारुं, (लोकने) शुं देखाडुं मोढुं रे,
सामळीआ. मारुं. १०.
तें मखांतर दडानुं काढयुं. मनमां कंईक दुःख आव्युं;
अनुखळानुं बंधन आज सांभर्युं, ते माटे झंपलाव्युं रे,
सामळीआ. मारुं. ११.
नंद जशोदा गाम गोवाळा, व्याकुळ व्रजनी नारी;
चार घडी पछी सर्व पडजो, हळधर राखे वारी रे.
सामळीआ. मारुं. १२.

प्रेमानंद.

---

અનુખળો—ખાંડણીઓ.
આશ્રમ—અવસ્થા.
કાછ—કછોટો.
કાળી—કાળીનાગ.
કાલિંદી—જમના નદી.
પીત—પીલી.
પેં—કરતાં.
મખાંતર—બહાનું.
માણુકડું—માણેક-રત્ન-પુત્રરૂપી રત્ન.
બ્યાકુળ—ગભરાએલી.
સુત—પુત્ર.
હળધર—કૃષ્ણના મોટા ભાઈ; બળદેવજી.

---

## પાઠ १९. काशीनी यात्रा.

કાશી હિંદુઓનું હજારો વર્ષનું જુનું તીર્થક્ષેત્ર અને સંસ્કૃત વિદ્યાનું મંદિર છે. એને બનારસ અથવા વારાણસી પણ કહે છે. તીર્થવાસીઓ તેને મુક્તિપુરીના મોટા નામથી ઓળખે છે, કેમકે કાશીમાં મરવાથી મોક્ષ મળે છે, એમ તેઓ માને છે. એ પ્રમાણે હિંદુ લોકોનું સાધારણ રીતે માનવું છે, અને તેથીજ काशीनुं मरण अने सुरतनुं जमण એવી કહેવત ચાલતી આવી છે. એવી રીતનો કાશીક્ષેત્રનો મહિમા મનાતો હોવાથી કેટલાંએક ઘરડાં, માંદાં, અને અશક્ત

હિંદુ સ્ત્રીપુરૂષો કાશીમાં ગંગાજી ઉપર દેહ પડે તો જન્મમરણનો ફેરો ટળે, એવા ખ્યાલથી મરવાને માટેજ કાશીમાં આવી રહે છે.

આગળ જ્યારે આ દેશમાં બધે આગગાડી ચાલતી ન હતી, ત્યારે કાશી જતાં ઘણા મહીના લાગતા. ગાડામાં બેસીને મુસાફરી



કાશીવિશ્વનાથનું દહેરું.

કરવાથી અથડામણ તથા થાક પણ બહુ વેઠવાં પડતાં: વળી મુકામે મુકામે રસોઈ કરવાની સોઈ ન મળી આવે માટે ભાથું ખાઈને ચલાવી લેવું પડતું; તેની સાથે વળી માર્ગમાં ચોરચખારની પણ બીક રહેતી; રસ્તામાં નદી નાળાં ઓળંગવાં પડે, ટાઢતડકો વેઠવાં પડે, અને બીજી પારાવાર મુશ્કેલીઓ સહન કરવી પડે; તેથી તે સમયમાં તો કાશીની જાત્રાએ જવું, એ ઘણું કઠણ અને ધરતીને છેડે જવા બરાબર ગણાતું. પણ હાલમાં અંગ્રેજી રાજ્યના સારા બંદોબસ્તને લીધે તથા ઠેઠ સુધી બધે આગગાડી પહોંચી જવાથી ત્રણ દિવસમાં

સહેલ કરતાં બીન હરકતે જઈ શકાય છે, અને પચાસ પોણોસો રૂપીઆમાં જાત્રા કરીને પાછા ઘેર આવી શકાય છે.

**કાશી ગંગા** નદી પર આવેલું છે. **ગંગા** ઉપર ઘણા ઘાટ છે. **મણિકર્ણિકાના** ઘાટ ઉપર સ્નાન કરવાનો મોટો મહિમા મનાય છે. ત્યાંથી હોડીમાં બેસીને જતાં **દશાશ્વમેધ** અને બીજા બધા ઘાટ નજરે પડે છે, અને **કાશીનો** દેખાવ પણ જોનારને બહુ રળિઆમણો લાગે છે. **દશાશ્વમેધ** ઉપર અનેક મંદિરો છે, તેનાં શિખરો સૂર્યના પ્રકાશમાં ચળકી રહે છે. તે દેખાવ અને બીજી બાજુએ જયપુરના પ્રખ્યાત મહારાજા **જયસિંહે માનમંદિરના** નામથી ઓળખાતી વેધશાળા બંધાવી છે, તે દેખાવ ધ્યાન ખેંચે એવો છે.

આગળ ચાલતા એક વિચિત્ર બાંધણીનું મંદિર આવે છે. તે ઉપર ચિનાઈ ઘાટનું છાપરૂં છે, અને તેના ઉપર ઘંટાકાર ઘુમટ છે. એ બુદ્ધધર્મના દેવળના ઘાટનું નેપાળી શિવમંદિર છે, અને **કાશીક્ષેત્રમાં** એટલું એકજ છે.

**મણિકર્ણિકાના** ઘાટની પછી રાજમહેલોની લાંબી હાર આવે છે. મોટા મોટા તહેવારોમાં આપણા હિંદુ રાજાઓ અહીં પોતાના બંધાવેલા મહેલોમાં આવીને ઉતરે છે. સૌથી સરસ મહેલ **નાગપુરના** રાજાનો છે. સો પગથીઆં ચઢીએ ત્યારે એ મહેલમાં જવાય છે.

આગળ **અગ્નીશ્વર** ઘાટે ઉતરીને ઉપલે પાસે જતાં **કાશીવિશ્વનાથનું** વિશ્વવિખ્યાત શિવાલય આવે છે. તેનું શિખર સોનાનાં પતરાંથી મઢેલું છે. શિવલિંગ ઘણી પૂજાઓથી બીલીપત્રના મોટા ઢગલામાં ઢંકાએલું રહે છે. તેનાં દર્શન પુજારી બીલીપત્ર ખસેડીને કરાવે છે. ત્યાંથી નજીકમાં સુંદર આકારના વિચિત્ર થાંભલાવાળું એક મકાન આવે છે. તેમાં એક સાંકડો કુવો છે, તેને **જ્ઞાનકૂપ** કે

વાવડી કહે છે. પાડોશમાંજ મણિકર્ણિકા નામનો બીજો કુવો
માં શિવાલય વગેરેની મૂર્તિઓનું નાહેલું પાણી આવે છે.
ાશીમાં રસ્તા એટલા સાંકડા છે કે તે પર ત્રણ માણસો સાથે
ાજ ચાલી શકે. ત્યાં ગાડી ચાલતી નથી, તેથી જેને બજાર
ની મરજી હોય તેને પગે ચાલીને જવું પડે છે. જેમ દિલ્હીના ઠગ
કાશીના ગજવા કાતરૂથી સાવધ રહેવાની જરૂર છે. બજારના
પત્થરથી બાંધેલા છે, અને ઘર ઉંચાં, ઝરૂખાદાર હોય છે,
સાંકડા રસ્તા ઉપર તડકો પણ મોંઘા મૂલનો થઈ પડે છે.
ા હારબંધ આવેલી છે, અને માલથી ખિચોખીચ ભરેલી હોય
માં બનારસનો કીનખાબ, ઝીણા કુમાસની મજલીન, કાશીનાં
બર, બૈરાંઓને પહેરવાનાં સાદાં તેમજ કસબી બુટ્ટાનાં તરેહ-
રંગનાં અંબર, સોનેરી તથા રૂપેરી કસબ, શાલો વગેરે આંખને
૭ નાખે એવો તરેહ તરેહનો માલ ગોઠવેલો જણાય છે. કેટલીક
ોમાં નમુનાદાર કારીગરીની પિત્તળ અને કાંસાની અગણિત
ઓ અને નાનાવિધનાં વાસણ જોતાં આંખ ધરાતી નથી.
ાશીને સામે કિનારે રામનગરમાં કાશીનો રાજા સારા દબ-
ી રહે છે. તે હાથીઓ, તોપો, પાલખીઓ, સોના રૂપાનો
વગેરે ઘણું રાખે છે.
ાશી એક તીર્થ તરીકે પ્રસિદ્ધ છે, તેવીજ રીતે તે સંસ્કૃત
નું શ્રેષ્ઠ સ્થળ છે, એમ પ્રાચીન કાળથી મનાતું આવ્યું છે. આજ
ત્યાં ધુરંધર પંડિતો, વ્યાકરણના મોટા આચાર્યો, અને
ા વિદ્વાનો છે. દેશ પરદેશના ઘણા વિદ્યાર્થીઓ તેમને ત્યાં
/ સરકારી સંસ્કૃત પાઠશાળામાં અભ્યાસ કરે છે. એ આચાર્યો
ા વિદ્યાર્થીઓને ભણાવે છે, અને અનાદિ કાળથી ચાલી
લી ઋષિ મુનિઓની પદ્ધતિ પ્રમાણે તેમની પાસેથી તેઓ ફી

કે ભણામણ લેતા નથી; કેમકે તેઓ જાણે છે કે વિદ્યારૂપી અમૂલ્ય વસ્તુનું મૂલ્ય થાય નહિ, તેનું તો દાનજ ઘટે.

---

અનાદિ—જેનો આરંભ નથી તે, ઘણા જુના.
વેધશાળા—ગ્રહનું અવલોકન કરવાનું સ્થળ.
ધુરંધર—ઘણા મોટા.
નાનાવિધ—જુદી જુદી જાતના.
મજલીન—એક જાતનું ઝીણું કપડું.
વિશ્વવિખ્યાત—દુનિયામાં પ્રખ્યાત.

---

## पाठ २०. घरनुं सुख.

ઘર એ બે અક્ષરનો નાનકડો શબ્દ છે, તે છતાં તેના ઉપર કેટલું વહાલ આવે છે! તે મહેલ હોય, હવેલી હોય, સાધારણ મકાન હોય, કે નાનું ઝુંપડું હોય, તોપણ તે પ્રિય લાગે છે. જે પરદેશ ગયું હોય, તેને ઘર વારે વારે સાંભરે છે, અને તે ઘેર જવાની નિરંતર ઇચ્છા રાખે છે. બૈરાં કહે છે, કે वर वनी हजो पण घर वनी न हशो. ઘરને આટલું બધું ચાહવાનું કારણ શું હશે?

તમે ગામના ધોરી રસ્તામાં ફરતાં હો, ત્યારે સેંકડો માણસો તમને સામા મળે છે, પણ તેમાંનું ભાગ્યેજ કોઈ તમને હેત કરીને બોલાવે છે. તેઓમાંનું કોઈ તમને ઓળખતું નથી, કે તમે કોઈને ઓળખતાં નથી; પણ રસ્તામાં તમને ઘણી વાર લાગે તો ઘરનાં માણસને કેટલી ફીકર થાય? તમે ઘેર જાઓ એટલે કોઈ તમને મળવા સારૂ સામે આવે છે, કોઈ વાર થવાનું કારણ પૂછે છે, અને કોઈ ખાવાને માટે ઉતાવળ કરવાનું કહે છે. ઘરમાં પેસતાં અને સૌને દેખતાં તમને કેટલો આનંદ થાય છે!

ઘર એટલે એકલું રહેવાનું મકાન એવો અર્થ સમજવાનો નથી. મકાન અને મકાનમાં રહેનારાં માણસો મળીને ઘર થાય છે. માણસ એકલું રહી શકતું નથી, અને જો રહી શકે તો તેને જોઈએ તેવું સુખ

ાતું નથી; એટલા માટેજ તે ઘર બાંધે છે, ને ગામ વસાવે છે. માં રહેનાર માણસ આપણી સાથે નજીકનો સંબંધ ધરાવે છે, l તેઓ આપણા ઉપર તથા એક બીજા ઉપર વહાલ રાખે છે. ઘરને સુખી કરવું કે દુ:ખી કરવું એ તેમાં રહેનાર માણસોના ામાં છે. તેઓ જો ધારે તો ઘરમાં રહીને સ્વર્ગનું સુખ ભોગવી , અથવા ઘરને દુ:ખનું ધામ બનાવી મૂકે. ઘરનાં માણસો હળી-ીને ચાલે, તો તેથી સૌને સુખ મળે. જેઓ સ્વાર્થ કરતાં સામાનું ા ચાહે છે, અને તેમને જરૂર પડે ત્યારે મદદ કરવા તૈયાર થાય તેઓ ઘરને જરૂર સુખી કરી શકે છે. જે ઘરમાં અદેખાઈનો ત છે, તે ઘરમાંથી સુખ વિદાયગીરી લે છે. જે ઘરમાં માણસો પમતલબી હોય છે, તે ઘરમાં કજીઆકંકાસ થયા કરે છે, અને ાં કજીઆકંકાસ ચાલે ત્યાં સુખનો વારો શી રીતે આવે ?

મણી ફીકાનું ખાવું ઝુંટાવવા જાય, એટલે ફીકા બુમરાણ l મૂકે. ફીકા મણીની ચોપડી લેવા ખેંચતાણ કરે, તેથી તેનાં ાં ફાટી જાય એટલે મણી કકળાટ કરે. ઇચ્છાને ફીકાના ાની ઠેસ અજાણનાં વાગે, ત્યારે તે રોવા ને ગાળો દેવા મંડે. આવીને કોઈને સમજાવે, કોઈને ધમકાવે, અને કોઈને માર ે. બાપ ઘરમાં આવે ત્યારે છોકરાં અને તેમની મા રાવ ખાવા ાં થાય. બાપ બિચારો બહાર રખડી રઝળીને બે ઘડી આરામ ા સારૂ ઘેર આવે, ત્યારે તેને રોદણાં સાંભળવા વખત આવે. ાવી સ્થિતિમાં ઘરનું કોઈ પણ માણસ સુખી થાય ખરૂં ?

બીજા ઘરમાં મંછી નાના ફીકાને રમાડીને તથા તેને ગમતી જો ભેગી કરીને ખૂશ કરે છે. ફીકા કાલું કાલું બોલીને સૌને રાજી છે. વખત મળે મંછી પણ પોતાની માતાને કામકાજમાં ાદ કરવા મંડી પડે છે. ફીકાની સોટી રૂખીને વાગે છે, તોપણ

તે રોકકળ ન કરતાં કીકાને ગોદમાં લે છે. કોઈ પુસ્તક વાંચે છે, કોઈ ભરત ભરે છે, અને કોઈ ભજન કરે છે. બાપાને આવતા જોઈ છોકરાં વહાલથી ખડકી ભણી દોડે છે, ને તેને ભેટી પડે છે. બાપાને નાહવા જમવા માટે સર્વ જાતની તૈયારી કરી રાખેલી હોય છે. જમતી વખતે સૌ આનંદ ઉપજે એવી વાતચીત કરે છે. નવરાશની વેળાએ સૌ ભેગાં મળીને બે ઘડી સુખ ભોગવે છે. જે ઘરમાં આવું કુટુંબ વસતું હોય, તેજ ઘર ખરેખરૂં સુખી છે એમ સમજવું.

---

ગોદ—ખોળો.
ધામ—જગા.
રાવ ખાવા—ફરિઆદ કરવા.
રોદણાં—કોઈને રાવ ખાવી. અથવા રોવા જેવાં દુઃખ કહેવાં તે.
વની—વિનાની.
વિદાયગીરી—જતા રહેવું તે.

---

## पाठ २१. चंद्रोदय.

### उपजाति वृत्त.

ऊग्यो शशी पूरव दीश एवो, आकार आदित्य जणाय जेवो;
जाणे महारायनुं रूप धारी. आव्यो प्रजाने ठगवा रबारी. १.

शशांकनुं बिंब ऊंचुं चडे छे. देखाव केवो नजरे पडे छे!
जाणे निराधार जतु निहाळ्युं. आकाशमां एक बलून चाल्युं. २.
शशांकनुं तेज बधे छवायुं, जाणे हवे राज्य नवुं स्थपायुं;
तारा निहाळे न जणाय झीणा, जाणे दबाया नृप जोरहीणा. ३.
लगार जो तीव्रपणुं न राखे, तो विश्वमां ते नर कोण भाखे?
जो चंद्रमा तीव्र नथी लगारे, तो पंडितो स्त्रीमुखतुल्य धारे. ४.
शशांकनी शीतळता छवाई, ज्यां जोईए त्यां जगमां जणाई;
जाणे प्रजाना गभराटकाळे, जणावीयुं शान्तपणुं नृपाळे. ५.

तारा शशीथी अति छेक दूर, तथापि दीसे शशीनी हजूर;
जाणे रविने जीतवा लडीने, आव्युं शशिसैन्य बधुं चढीने. ६.
क्यां सूर्य ने क्यां शशी ते बिचारो, तथापि जोजो जन सृष्टिधारो;
ारीबनो काळ बळिष्ठ आवे, गरीबने राज्यपदे चढावे. ७.

---

ादित्य—सूर्य.
पाळ—राजा.
शी—चंद्र.
शशांक—(शश+अंक=ससलाना चिह्नवाळो) चंद्र.

---

## पाठ २२. गीरनारनी जात्रा—भाग १.

ेक वार जुनागढ पासे आवेला **गी**रनारनी जात्रा करवा सारु
ाथी श्रावक लोकोनो संघ नीकळ्यो. **व**खतशाह नामे शेठनुं कुटुंब
घमां हतुं. तेनो दीकरो **मो**तीलाल अंग्रेजी भणतो हतो, अने
दीकरीओ **म**णी ने **चं**पा गुजराती कन्याशाळामां अभ्यास
। हती. **व**खतशाहनी स्त्री **प्रा**णकोर पण सारुं शीखेली हती.
खते आगगाडी ठेठ जुनागढ सुधी जती न हती, तेथी तथा
ामां बचाव थाय, एटला माटे सघळो संघ वहाणमां बेसीने
ाळ गयो. दरीआमां लोकोने बहु आपदा पडी. बैरां छोकरां-
घणाकने उलटीओ थई, अने केटलांक तो बेशुद्ध थईने पड्यां.
ाळथी गाडीओमां बेसीने जुनागढ सुधी मुसाफरी करवानी
**सु**रत पासे डुंगर न होवाथी **व**खतशाहनां छोकरांना जोवामां
कोई वार आव्यो न हतो. **गी**रनारनो मोटो डुंगर वीस
स गाउथी देखाय छे. ज्यां आगळ ते पहेलो नजरे पड्यो,
ागळ संघवाळां सौ जे जे करवा लाग्यां. छोकरां पण उभां
जोवा मंड्यां, पण तेमना देखवामां कंई आव्युं नहि, त्यारे

મણીએ પોતાની માતાને પૂછ્યું, બા, અમે તો કશું દેખતાં નથી. ગીરનાર ક્યાં છે? માએ આંગળી કરી કહ્યું, જુઓ પેલો દેખાય.



**મણી**—બા, એ તો કાળું વાદળા જેવું દેખાય છે. એ ડુંગર હોય? મારાં મહેતીજી એક દહાડો કહેતાં હતાં કે ડુંગર તો બહુ ઉંચા હોય, તે ઉપર ઝાડનાં જંગલ હોય, અને તેમાંથી નદીઓ નીકળે; પણ અમારા જોવામાં એમાનું કંઈ પણ આવતું નથી.

**પ્રાણકોર**—તમને કહેલી વાત ખરી છે બેન; પણ ડુંગરને આઘેથી જોઈએ તો તે નાનો ને વાદળ જેવો દેખાય. ગીરનાર અહીંથી બે મજલ દૂર છે. જેમ જેમ પાસે જઈશું, તેમ તેમ તે મોટો દેખાશે, અને તે ઉપરનાં ઝાડ વગેરે પણ જોવામાં આવશે.

**ચંપા**—જો મણી, કાલના કરતાં આજ ડુંગર મોટો જણાય છે. એને મથાળે ત્રણ દેરડીઓના જેવું શું દેખાતું હશે વારૂ?

**પ્રાણકોર**—એ દેરડીઓ નથી, પણ પહાડનાં જુદાં જુદાં શિખર છે. તમે ઉપર જઈને જોશો ત્યારે તમને એ બહુ મોટાં માલમ

ડશે. પેલાં બગલાં જેવાં ધોળાં ધોળાં દેખાય છે, તે મોટાં દહેરાં . ડુંગર જાણે નાના છોડવાથી ઢંકાએલો હોય એવો અહીંથી ખાય છે. એ નાના છોડવા નથી, પણ મોટાં ઝાડ છે. જેમ ંતર વધે તેમ વસ્તુ નાની દેખાય.

જેમ જેમ સંઘ નજીક આવતો ગયો, તેમ તેમ જે વસ્તુઓ ાંખી ને નાની દેખાતી હતી, તે સ્પષ્ટ ને મોટી દેખાવા લાગી. જે સ્તો પ્રથમ એક લીટી કે નાના શેરડા જેવો દેખાતો હતો તે હોળો જણાયો, અને વચ્ચે વચ્ચે તે પગથીઆં બાંધીને કરેલો એમ પણ માલમ પડવા લાગ્યું. જુનાગઢ પહોંચ્યા પછી સંઘે ક દિવસ થાક ખાધો. વખતશાહ પોતાનાં બાળબચ્ચાં લઈ હેર જોવા નીકળ્યા. નવાબ સાહેબનો રાજમહેલ, બજાર, નરસિંહ હેતાની ઝુંપડી વગેરે જોઈને તથા કેટલીક નવીસવી વસ્તુઓ રીદીને તેઓ સિંહ જોવા ગયાં. ગીરનારના જંગલમાં સિંહ તથા ળ વગરની સિંહણો જોઈને છોકરા ગભરાવા લાગ્યાં, કેમકે હજી ુધી વાઘ સરખું પણ વિકરાળ પ્રાણી તેમના જોવામાં આવ્યું ન હતું.

બીજે દિવસે સવારમાં ગીરનાર પર ચઢવાની લોકોએ શરૂઆત રી. જેઓ નાના, વૃદ્ધ, કે નબળાં હતાં, તેમને બેસવા માટે ળીઓ હતી. વખતશાહ અને મોતીલાલે પગે ચાલીને ડુંગર ર ચઢવાનો નિશ્ચય કર્યો હતો. વખતશાહે કહ્યું, બેનો, તમે વેરા-ળથી આવતાં રસ્તામાં જે વાતો કરતાં હતાં તે હું સાંભળતો હતો. ાજે તમે ડુંગર પર ચઢતી વખતે જે જે જુઓ તે ધ્યાન રાખીને પાસજો. એ ડુંગર પર ગોમુખી નામે જગા છે, ત્યાં ગયા છી તમે કેવું અવલોકન કર્યું છે, તે વિષે હું પૂછી જોઇશ.

---

ાળી—કાવડના એક ભાગ જેવું એટલે માંચી સરખું હોય તે.
ાજલ—એક દીવસમાં જઈ થકાય એટલું અંતર.
યાળ—ડોક પરના લાંબા વાળ.
સંઘ—ઘણા લોકનો જથો.

## પાઠ ૨૬. ગીરનારની જાત્રા—ભાગ ૨.

જુનાગઢથી **ગી**રનાર પર્વત પર જવા માટે નીકળેલા સંઘે પહેલે દહાડે ઉપરકોટ જઈને ત્યાં વાસ કર્યો. બીજો દિવસ દેવ-દર્શન કરવામાં, રમવા જમવામાં, અને અનેક સ્થાનકો જોવામાં ગાળ્યો. ત્રીજે દહાડે **વ**ખતશાહનું કુટુંબ **ગૌ**મુખી **ગં**ગાએ જઈ પહોંચ્યું. તેજ દહાડે સાંજના તેઓ **સી**સાવન જોઈ આવ્યાં, અને ચોથે દહાડે **અં**બાજી, **ગો**રખનાથ, ને **દ**ત્તાત્રય સુધી જઈને પાછાં **ગૌ**મુખી આવીને ત્યાં રાત રહ્યા. વાળુ કર્યા પછી પાંચ વાગ્યાને શુમારે **વ**ખતશાહ બોલ્યા, આવો છોકરાં, હવે આપણે ડુંગર વિષે વાત કરીએ. તમે શું શું જોયું તે પ્રથમ કહી જાઓ.

**મોતીલાલ**—જુનાગઢ આગળ **અ**શોક રાજાએ પત્થર કોતરીને એક લેખ લખાવેલો છે એવું મેં વાંચ્યું હતું, પરંતુ જ્યારે તે લેખ મારી નજરે પડ્યો ત્યારે તો હું દિંગ થઈ ગયો. એક ઘણા મોટા પત્થર પર વિચિત્ર અક્ષરથી એ લેખ કોતરેલો છે.

**મણી**—તે પછી અમે **મ**રઘીકુંડ જોયો. એને **મ**રઘીકુંડ કેમ કહેતા હશે ?

**વખતશાહ**—જેને ફેફરૂં આવે છે, તેને મરઘીનો રોગ થયો છે એમ કહેવાય છે. આ કુંડની માટીથી મરઘીનો રોગ મટે છે, એવી લોકની સમજ છે; તે ઉપરથી એનું **મ**રઘીકુંડ એવું નામ પડેલું છે. હવે ચાલો આપણે પર્વતની કોર આગળ જઈને બેસીએ.

**વખતશાહ**—જુઓ છોકરાં, એક તરફ સુરજને આથમ-વાની અને બીજી તરફ ચંદ્રને ઊગવાની તૈયારી છે. આકાશમાં રંગબેરંગી વાદળાં જણાય છે. આ વાદળાંના રંગ નીચેના કુંડમાં પડેલા છે તે કેવા સુંદર દેખાય છે? પેલો **ભી**મકુંડ વાદળાંના રંગથી રાતો દેખાય છે. આ **ભૈ**રવજપ ભણીનો કુંડ છે, તે હંમેશ લીલો-

છમ જેવો રહે છે. એ બેની વચ્ચેના પેલા નાના કુંડનું પાણી બરફ જેવું ઠંડું રહે છે. એ વચ્ચે હાથીપગલું છે, તે તમે જોયું હતું.

**મણી**—ડુંગરમાંથી કોઈ નદીઓ નીકળતી હશે કે નહિ? પેલું પાણીના વહેળા જેવું નીચે દેખાય છે તે શું હશે?

**વખતશાહ**—એ એક નદીનું મૂળ છે. તે નદીને સુવર્ણ-રેખા કહે છે. એ સિવાય બીજી ત્રણ નદીઓ આ ડુંગરમાંથી નીકળે છે, પણ તે નાની છે. પેલી બોડા નાળિએર જેવી ટેકરી દેખાય છે, તેનું નામ શું?

**ચંપા**—એની પાસે પગલાં છે, ત્યાં કાલે ગયાં ત્યારે એક બાવાએ અમને એનું નામ કહ્યું હતું, પણ તે મને યાદ આવતું નથી.

**મણી**—એનું નામ ભેરવજપ. બાવો કહેતો હતો કે પહેલાં લોકો એ ઉપરથી પડતું મૂકી મરણ પામતા.

**વખતશાહ**—ખરી વાત બેન. કેટલાક ભોળા ને અજ્ઞાન લોકો એમ કરતા. તેઓની સમજ એવી હતી કે એ ઉપર ચઢીને જે પડતું મૂકે તેને બીજે ભવ રાજ્ય મળે. આ ચાલનો સરકારથી અટકાવ થયો છે, એટલે હવે કોઈ ભેરવજપ કરતું નથી.

**ચંપા**—બાપુજી, ઉપરકોટ આવતા પહેલાં જે પડોપાંદડીનું વન આવ્યું તે મને બહુ ગમ્યું, કેમકે ત્યાં મઝેનો વાસ આવ્યા કરતો હતો.

**મોતીલાલ**—મને તો પેલું **સીસાવન** બહુ ગમ્યું. એમાં લાખો આંબા એની મેળે ઊગેલા છે, કોયલો ટૌકા કરી રહે છે, અને પાકેલી સાખો ટપોટપ પડે છે તે વીણીને ખાવાની બહુ મઝા પડે છે. એની નજીકમાં વાંસનું વન છે.

**વખતશાહ**—આ ડુંગર પર બીજાં પણ અનેક જાતના ઝાડ છે. સાગ, સીસમ, રાયણ, વગેરે ઉપયોગી ઝાડોની ખોટ

નથી. ઓસડના કામમાં આવે એવી વનસ્પતિ પણ બહુ થાય છે! હવે તમે જાત્રાનાં કયાં કયાં ઠેકાણાં જોયાં તે કહી જાઓ.

**ચંપા**—નેમનાથનાં ને બીજાં ઘણાં દહેરાં જોયાં, પણ મને તો પેલી ઘડીઘટુકાની મૂર્તિ ભવ્ય લાગી. એની મુઠી જોઈ હોય તો મારા હાથ જેવડી ને નખ જોયા હોય તો બકરીની ખરી જેવડા! પેલા **અમૃતઝરાની** મૂર્તિ ભોંયરામાં જોઈ, પણ લોકોના કહેવા પ્રમાણે એની દાઢીએથી પાણી ઝરતું મારા તો જોવામાં ન આવ્યું.

**વખતશાહ**—એમાંનાં જુના દહેરાં **વસ્તુપાળ** ને **તેજપાળ**ના બંધાવેલાં છે. તેમની કોરણી કેવી મઝાની છે! પેલી ધર્મશાળા તે બધીજ ડુંગરમાંથી કોરી કાઢેલી છે. વારૂ, બધી મળીને કેટલી ટૂંકો કહેવાય છે?

**મણી**—આપણે પાંચ ટૂંકો જોઈ ને છેલ્લી ટૂંક પડી મૂકી પેહેલી ટૂંક ઉપરકોટ, બીજી **ગૌમુખીગંગા**, ત્રીજી **અંબાજી** ચોથી **ગોરખનાથ**, પાંચમી **દત્તાત્રય**, અને છઠ્ઠી **કાલિકા**.

**પ્રાણકોર**—છોકરાં, તમે જે ત્રણ શિખર વેગળેથી દેખતા હતાં તે **અંબાજી**, **ગોરખનાથ**. ને **દત્તાત્રય**નાં હતાં. બીજી ટૂંકો એથી નીચી છે.

**ચંપા**—માડી, મને તો એટલામાં ભૂખ લાગી. ડુંગર પર આવ્યા પછી બમણું ત્રમણું ખાવાનું જોઈએ છે તેનું શું કારણ

**પ્રાણકોર**—તેનું એક કારણ કસરત છે. બીજું કારણ એ કે અહીંના હવાપાણી ઘણાં સારાં છે. ઠંડી હવા હોય ત્યાં ખાધેલું વધારે પચે છે. ભર ઉનાળો છતાં અહીં આગળ આપણે ઓઢવું પડે એટલી ટાઢ વાય છે. પૃથ્વીની સપાટીથી જેમ ઉંચે ચઢીએ તેમ ટાઢ વધારે પડે છે, તેથી ઉંચા પર્વતો ઉપર ઠંડી ઘણી હોય

છે. હવે તમને ભૂખ લાગી છે, માટે ખાઈને થાક્યાં પાક્યાં સૂઈ જાઓ. સવારમાં વહેલાં ઊઠીને નીચે જવાનું છે.

---

ગોમુખીગંગા—ગાયના મોં જેવું હોય તેમાંથી પાણી પડે તે. | ભવ્ય—મોટું ને શોભીતું.

---

## પાઠ ૨૪. પાક દાનતનું દૃષ્ટાંત.

સન ૧૮૫૭ની સાલમાં નાનાસાહેબ અને બીજા કેટલાક મળીને અંગ્રેજ સરકાર સામે બંડ ઉઠાવ્યું; અને તેમની ઉશ્કેરણીથી તથા ખોટી સમજ મળવાથી તેમાં સરકારી લશ્કરના પુષ્કળ સિપાઈઓ સામેલ થયા. બંડખોર લોકોએ કેટલીક મુદત સુધી તો સરકારને ઘણો ત્રાસ આપ્યો, કેમકે પોતાનુંજ કવાયતી લશ્કર સામું થયું, તેથી બળવાને દબાવી દેવાનું કામ મુશ્કેલી થઈ પડ્યું. બળવાખોરોએ જે જુલમ ને નિર્દયતા વાપરી હતી, તે સાંભળીને માણસનું હૃદય પીગળ્યા વગર રહે નહિ. તેઓ ગોરા લોકને દેખે ત્યાંથી મારતા હતા એટલુંજ નહિ, પણ નિરાધાર મડમોને તથા નિરપરાધી બચ્ચાંને પણ તેઓ ક્રૂરતાથી મારી નાખતા. એવા ભયંકર સમયમાં સાહેબ લોકો પોતાના કરતાં બૈરાંછોકરાંના રક્ષણની વધારે કાળજી ધરાવે એ દેખીતું હતું.

એક વખતે અયોધ્યામાં બૂમ પડી, કે ત્યાંના દેશી સિપાઈઓએ બળવો ઉઠાવ્યો છે. લશ્કરમાં એક ગોરો દાક્તર હતો, તેનાથી નોકરી છોડીને નાસી શકાય એમ ન હતું, તેથી તેણે પોતાની સ્ત્રીને તથા ત્રણ બાળકોને ગાડીમાં બેસાડીને લખનૌ મોકલી દેવાની તજવીજ કરી. ઉતાવળમાં જે કંઈ હાથ આવ્યું તે ગાડીમાં નાખીને પોતાનાં છોકરાં સાથે બાઈ લખનૌ જવા નીકળી. ચારે બાજુએ સિપાઈ-

ઓની ગરબડ મચી રહી હતી, તથા તેઓએ જ્યાં ને ત્યાં આગ લગાડી હતી, તેના ભયંકર ભડકા નજરે પડતા હતા. લશ્કરમ જે થોડાક અંગ્રેજો હતા, તે પોતાનો બચાવ કરવા માટે એક સ્થળે ભેગા થયા હતા, ત્યાં દાક્તર પણ ચાલ્યો ગયો.

બંગલો છોડીને સાહેબ અને મડમ જે વખતે ચાલ્યાં ગયાં તે વખતે **બા**મણી કરીને તેમની એક ચાકરડી હતી, તે ભયથી ન ડરત ઘરમાંજ રહી. તેની શેઠાણી દરદાગીના અને કીમતી વસ્તુઓ ક્ય રાખે છે, તે તેના જાણવામાં આવ્યું હતું. તેણે સર્વ વસ્તુઓ ઝડ પથી ભેગી કરી, અને તે સાથે લઈને કોઈ ન જાણે એવી રીતે ત ચુપકીથી ચાલી ગઈ. થોડી વારમાં બળવાખોર સિપાઇઓએ આવીને દાક્તરના બંગલાને સળગાવી મૂક્યો.

**બા**મણી દરદાગીના લઈ ગઈ તે વાત કોઈના જાણવામાં . હતી; તેથી સૌના ધારવામાં એમજ આવત કે બંગલો સળગવાથ તે બળીને ભસ્મ થઈ ગયા હશે. **બા**મણીની ઇચ્છા તે પચાવ પડવાની થઈ હોત, તો તે વાત ઉઘાડી પડવાનો સંભવ ન હતો કીમતી દરદાગીના વેચવાથી જે પૈસા ઉપજત, તે વડે તે આખ ઉંમર સુધી આનંદથી મોજ માણત, અને તેને કોઈની ચાકરી કરવાની પણ જરૂર ન પડત; પણ તેણે પૈસાની લાલચે પોતાને જીવ બગાડ્યો નહિ; એ કેવું સ્તુતિપાત્ર કહેવાય !

ઘેર ગયા પછી **બા**મણીએ એક ફ્લેનલના કપડામાં સ ચીજો વિટાળીને એકાંત ઠેકાણે જમીનમાં દાટી, તે વરસ દો વરસ સુધી ત્યાંજ પડી રહી. જ્યારે **લ**ખનૌ અંગ્રેજ સરકારે સ કર્યું, ત્યારે એક બીજી પલટણનો દાક્તર થઈને પેલો સાહેબ ત્ય આવ્યો. પોતાનાં શેઠ શેઠાણી હયાત છે, અને **લ**ખનૌ આવ્ય

છે, એ વાતની ખાતરી છાની રીતે કર્યા પછી **આમણી** સર્વ દર-દાગીના સાથે લઈને દાક્તરને બંગલે ગઈ.

**આમણી**એ તમામ ચીજો પોતાના શેઠ અને શેઠાણીના મોં આગળ એકદમ જઈને મૂકી, તે જોઈને બંનેને બહુજ આશ્ચર્ય લાગ્યું. તેમણે આનંદી ચહેરે તેનાં વખાણ કર્યાં, અને તેની નીમકહલાલીના બદલા તરીકે તેને બમણો પગાર કરીને પોતાને ત્યાં નોકર રાખી. શેઠ અને શેઠાણી તેને પોતાની પુત્રી પ્રમાણે ગણતાં, અને તેના પર બહુ માયા રાખતાં; તેથી તેનો આખો જન્મારો સુખચેનમાં ગયો. આ પ્રમાણે પાક દાનતનો તેને જે બદલો મળ્યો, તેના કરતાં પણ સુકૃત્યથી તેના મનને જે હંમેશ આનંદ થતો હતો તેની કિંમત ઘણી વધારે હતી.

---

નિરાધાર—આધાર-ટેકા વગરની. સ્મૃતિપાત્ર—વખાણવા લાયક. સર કર્યું—જીત્યું.

---

## पाठ २५. मेघाडंबर.

समी संध्याए अमे नीसर्या रे जमुना जळ भरवा.
हां हां रे जमुना जळ भरवा—ए चाल.
आडंबर रची भव्य आ रे,
गगन घने घेर्युं, हां हां रे गगन घने घेर्युं,
आछुं पळिं जळ तेज आ रे,
नभमंडळ वेर्युं, हां हां रे नभमंडळ वेर्युं—१.
लीली भूमि पर आ रुडी
वादळी वरसे छे, हां हां रे वादळी वरसे छे,
मरकतशो घेरो लीलो रे,
तहां वर्ण दीसे छे, हां हां रे तहां—२.

वृक्षघटा भीनी अंहीं रे,
गंभीरी उभी, हां हां रे गंभीरी उभी,
ते महीं द्वार वन्यां कहीं रे,
तहां शी दिसे खुबी ! हां हां रे तहां—३.
वस्त्र पीळां धरी टेकरी रे,
तृण शून्यज पेली, हां हां रे तृण शून्यज पेली,
गाय भेसनी ते परे रे,
सेर शीं आ रेली ! हां हां रे सेर—४.
पणे द्वार बीजेथकी रे,
गगन दीसे घेरुं, हां हां रे गगन दीसे घेरुं,
जो आ सखी ! शुं ते सूण्युं रे,
गर्जन घन घेरुं ? हां हां रे गर्जन घन घेरुं. ५.

**नरसिंहराव.**

---

આડંબર—છવાવું તે.
ગંભીરી—ગંભીર; ઘાડી.
ઘન—વરસાદ; મેઘ.
નભમંડળ—આકાશ.
મરકત—એ નામનું એક રત્ન; નીલમણિ.
મેઘાડંબર—વાદળાં છવાઈ જવાં-ઘેરાવાં તે.

---

## पाठ २६. आज्ञा पाळवी.

**સ**વિતા સાસરે ગયા પછી એક વાર **ધ**નકોર મહેતીજીને મળવા આવી. જ્યારે છુટ્ટી હોય ત્યારે નિશાળમાં ભણતી તથા ઊઠી ગયેલી છોકરીઓ **ધ**નકોરને ઘેર જતી. **ધ**નકોર તેમના પર બહુ માયા રાખે, અને તેમને કંઈ ને કંઈ નવું નવું શીખવે. **સ**વિતા મળવા આવી ત્યારે તેની સાથે શીખનારી અને તેના ઉપર માયા રાખનારી કેટલીક છોકરીઓ **ધ**નકોર પાસે બેઠી હતી, તે સૌ **સ**વિતાને જોઈ રાજી થઈ.

ધનકોરે તેને આવકાર આપી બેસવાનું કહ્યું, અને તેની ખબરઅંતર પૂછી. **સવિતા**એ કહ્યું, મને સર્વ વાતે સુખ છે, પણ સાસુજી મને વારે વારે ટોકે છે તે મને ગમતું નથી. ઘેર મા ટકોર્યા કરે, અને સાસરે આવ્યાં ત્યારે સાસુજી હરઘડી ટકોરે, એ તે કેમ ખમાય?

**ધનકોર**—બેન, તમારાં સાસુજીને હું સારી પેઠે ઓળખું છું. તેમનો સ્વભાવ અને રીતભાત મને તો બહુ સારાં લાગે છે. વારૂ, તેઓ વારે વારે તમને ટકોરે છે, તેનો હેતુ શો હોવો જોઈએ! શું તે તમને હેરાન કરવા કે ફજેત કરવા માગે છે?

**સવિતા**—ના બેન, એમ તો કેમ કહેવાય? તેઓ બીજી રીતે મારા પર બહુ હેત રાખે છે, અને મારૂં કોઈ ભુંડું બોલે તો તેમનું કાળજું કપાઈ જાય છે. મને કોઈ ટુંકારો કરે તો તે પણ તેમનાથી ખમાતો નથી.

**ધનકોર**—ત્યારે ટકોરવાનો હેતુ શો હોવો જોઈએ!

**સવિતા**—મેં સાંભળ્યું છે કે પોતાનું ઉપરીપણું દેખાડવા માટે સાસુઓ ટકટક કર્યા કરે છે.

**ધનકોર**—(હસીને) બેન, તમે કહો છો તે પ્રમાણે કોઈ સાસુઓ વખતે કરતી હશે, પણ તમારાં સાસુજી ઉપરીપણાનું ડોળ દેખાડવા માટેજ ટકટક કરે એવાં નથી. વારૂ, તમારાં માતુશ્રી તમને શા કારણે વારે વારે ટકોરતાં હતાં?

**સવિતા**—તે તો મારા સારાને માટે. હું સુધરૂં ને સારે માર્ગે ચાલું, એટલા માટે તેઓ મને ટકોરતાં હતાં.

**ધનકોર**—તમારી સાસુનો ઇરાદો પણ એવોજ હોવો જોઈએ. તેઓ તમને કઈ કઈ બાબતમાં ટકોરે છે તે કહેશો?

**સવિતા**—હું જે કંઈ કરૂં તેમાં ખોડ કાઢે, અને આ કામ આ રીતે કર, ને ફલાણું કામ આ પ્રમાણે કર, એમ કહ્યા કરે છે.

**ધનકોર**—તે શું તમને સુધારવાને માટે નહિ કે ?

**સવિતા**—સુધારવાને માટે હશે, પણ વારે વારે એવું કેમ ખમાય ?

**ધનકોર**—માતુશ્રી વારે વારે ટકોરતાં તે ખમાતું કે નહિ, અને હું તમને ટકોરતી તે તમને ગમતું કે નહિ ?

**સવિતા**—(ચોભીલી થઈને) હા, તે તો ખમાતું ને પસંદ પડતું.

**ધનકોર**—જેમ તે ખમાતું ને પસંદ પડતું, તેમ સાસુજી કહે તે ખમવું ને પસંદ કરવું જોઈએ. તેમનો ઇરાદો તમને સુધારવાનો છે, એ વાત લક્ષમાં રાખવી. તે તમારા બુરામાં રાજી નથી, તેમ તે તમને હેરાન કરવા પણ ચાહતાં નથી, એ વાત તો તમેજ કબુલ કરો છો. ત્યારે તેઓ જે કંઈ કહે છે તે સારા હેતુથી કહે છે એમ માનવું જોઈએ. તમારા કરતાં તમારાં માતુશ્રીને તથા સાસુજીને અનુભવ વધારે છે, સંસારની વાતો તેઓ તમારા કરતાં વધારે જાણે છે, અને તમને સુધારવાં એ તેમનો ઇરાદો છે; તો પછી તેમના ટકોરવાથી નારાજ કેમ થવું ?

**સવિતા**—બેન, તમે તો એવી રીતે વાત કહો છો કે તેની સામે અમારાથી કંઈ બોલીજ ન શકાય.

**ધનકોર**—મારૂં કહેવું તમને ગેરવાજબી કે ખોટું લાગતું હોય તો તમે બેલાશક બોલો. માબાપ, સાસુસસરા, અને ગુરૂ એ વડીલમાં ખપે છે. વડીલની આજ્ઞા માનવી એ આપણો ધર્મ છે.

**સવિતા**—ત્યારે અમે સ્વતંત્ર ક્યારે થઈ શકીએ ?

**ધનકોર**—જ્યારે તમે સ્વતંત્રતાને લાયક થાઓ ત્યારે. હજી તમારી ઉંમર નાની છે. હજી તમને સંસારનો અનુભવ થયો નથી, અને હજી તમને કામકાજનું સારૂં જ્ઞાન મળ્યું નથી. આવી હાલતમાં જે વડીલની આજ્ઞાની દરકાર ન કરતાં સ્વતંત્રપણે ચાલવાની ઇચ્છા કરે તેને પસ્તાવું પડે.

**સવિતા**—હવે મને બરાબર સમજ પડી. સારી સલાહને માટે તમારો ઉપકાર માની હવે હું ઊઠવાની રજા લઉં છું.

---

ચોબીલી—શરમાઈ ગએલી.
ટકટક—લવારો.
ખુરામાં—ખોટામાં; ભુંડામાં.
બેલાશક—ખસુસ; આચકો ખાધા વગર.

---

## पाठ २७. बाळको नठोर केम नीवडे छे ?

ઉમીઆને ઉતરેલે ચહેરે બેઠેલી જોઈને તેની પાડોશણ ડાહીગૌરીએ પૂછયું, કેમ બેન, આજે તમે ઉદાસ જણાઓ છો ? ડાહીગૌરીના પ્રશ્નથી ઉમીઆની આંખમાં આંસુ આવ્યાં. ડુમો સમાયા પછી તે બોલી. બેન, મારા જેવી અભાગણી જગતમાં કોઈ નહિ હશે. ઘરના કજીઆકંકાસથી હું તો છેક કંટાળી ગઈ. પરમેશ્વરે છોકરાં આપ્યાં, ત્યારે તે કજીઆખોર ને નઠોર નીવડ્યાં. તે એટલાં અળવીતરાં ને તોફાની છે કે તેમનાથી અમે કાયર થઈ જઈએ છીએ. આજ ધીરૂ ને કમુ બે સહેજ વાતમાં લડી પડ્યાં ને મારંમારા પર આવ્યાં. વાંક જોઈએ તો કમુની ઢીંગલી ધીરૂએ જોવા લીધી, અને તે જરા ભીંત સાથે અફળાઈ તેથી તેનો પગ વાંકો વળી ગયો. કમુ રોવા ને ગાળો દેવા લાગી, એટલે ધીરૂએ તેને ગડદાપાટુથી અધમોઈ કરી નાખી. આ જોઈને મારો મિજાજ ગયો, મેં ધીરૂના હાથ બાંધ્યા, અને તેને ખૂબ ઝૂડ્યો. એક લપડાક નાક આગળ વાગી ગઈ, તેથી નસકોરી એવા જોરથી ફૂટી કે લોહી કેમે કર્યું બંધ ન થાય. આ વાત તમારા ભાઈએ જાણી, ત્યારે તેમણે ઉલટો મને ઠપકો દીધો; પણ છોકરાને કંઈએ કહ્યું નહિ. પેટના છોકરાને મારવો પડ્યો તેથી મને ખાવાપીવાનું પણ ગમ્યું નહિ. છોકરાં તો સૌને ઘેર હોય છે, પણ આવાં ખરાબ છોકરાં

કોઈ ઠેકાણે જોવામાં આવતા નથી. તમારે ઘેર છોકરાં છેજ તો, પણ તેમને લડતાં કે કજીઓ કરતાં મેં કદી દીઠાં નથી.

**ડાહીગૌરી**—ઉમીઆ બેન, તમારાં છોકરાં એવાં કેમ નીવડ્યાં તેનો તમે વિચાર કર્યો છે ?

**ઉમીઆ**—હું જાણું છું કે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. ખોટનાં છોકરાંને લાડ લડાવ્યાનું આ પરિણામ છે; પણ લાડ લડાવવાથી છોકરાં છેકજ ખરાબ કેમ થાય, તે મારાથી સમજાતું નથી.

**ડાહીગૌરી**—બેન, માફ કરજો; પણ મારે કહેવું પડે છે કે તમે લાડ લડાવવા કરતાં કંઈક વધારે કરો છો. છોકરાંનો વાંક પડે છે, ત્યારે તેમને ખૂબ ગાળો દો છો ને મારો છો. વારે વારે ધમકી આપવાથી, ગાળો દેવાથી, અને માર મારવાથી છોકરાં નઠોર થાય છે, એટલે તેઓ ધમકી, ગાળો, અને મારને પી જાય છે.

**ઉમીઆ**—બેન, તમે કહો છો તે ખરૂં છે, પણ વાંક પડે ત્યારે કરવું શું ? જો આપણે કંઈ ન કરીએ તો તે વધારે ગુના કરે. મારાં છોકરાં તો પાડોશનાં છોકરાં સાથે કજીઆ કરે છે, ને લડાઈ સળગાવે છે; ઘરમાં આખો દહાડો તોફાન કરી મૂકે છે, અને વસ્તુઓ ભાંગવા ફોડવામાં તો બાકીજ રાખતાં નથી. કુસુએ પરમ દહાડે પાંચ રૂપીઆનો મોટો આયનો ફોડી નાખ્યો, અને ધીરૂએ કાલે બિલોરી બરણીના કકડા કરી નાખ્યા.

**ડાહીગૌરી**—તમે માર મારો છો તોપણ છોકરાં ગુના કરતાં અટકતાં નથી, ત્યારે માર મારવામાં ફળ શું ? છોકરાં ઉપર માયા અને દાબ રાખીએ તો તે સ્વચ્છંદે ન ચાલે. તોફાન કરવાનો તેમને વખતજ ન આપીએ, તો તે તોફાન કરવા ન પામે. તેમને મરજી પ્રમાણે ચાલવા ન દઈએ, તો તેઓ આપણી ઇચ્છાને અનુસરે. માર કરતાં પ્યારથી છોકરાં વધારે સુધરે છે. અમુક કામ કરવાથી તમે નારાજ થશો, એટલા વિચારથીજ તેઓ તેવાં કામથી અલગ

.હેવાં જોઇએ. તેમને ભણવાના કે બીજા કામકાજમાં રોકીએ, રમ-
ાને વખતે છૂટથી રમવા દઈએ, અને તેઓ ન જાણે એવી રીતે
ામની રમત પર દેખરેખ રાખતાં રહીએ, તો તેઓને તોફાન
ારવાની તક ન મળે. છોકરાંને નવું નવું જાણવાની ઇચ્છા થાય છે,
ાથી તેઓ નવી વસ્તુઓ હાથમાં લે છે, તપાસે છે, અને તેમ
ારતાં કે અંદર શું હશે તે જાણવાની આતુરતામાં તેઓ તેને ભાંગી
ાખે છે. મારાં છોકરા પર મેં કદી પણ હાથ ઉગામ્યો નથી, તે
છતાં તેઓ તોફાન ને કજીઆકંકાસથી દૂર રહે છે.

**ઉમીઆ**—બેન, તમે બતાવો છો તે માર્ગ મને ઠીક લાગે છે.
,વેથી હું તે અજમાવી જોઈશ.

---

અનુસરે—જોયા પ્રમાણે ચાલે; નકલ કરે.
મળવીતરાં—અટકચાળાં; અવળચંડાં.
આતુરતા—અધીરાપણું.
નઠોર—જેને શિખામણ ન લાગે તે; લાજની લાગણી વગરના.
પરિણામ—ફળ.
સ્વચ્છંદે—મરજી પ્રમાણે; ગમે તેમ.

---

## पाठ २८. भामाशाहनी राजभक्ति.

મુસલમાનો સાથે લડવાનાં સાધન ખૂટી પડ્યાં. પૈસા ને
ાણસોની ખુઆરી ખૂબ થઈ, દેશ ઉજડ થઈ ગયો, વેપાર રોજગાર
ાંધ પડ્યો, સઘળા લોક નાસભાગ કરવા લાગ્યા, આખો મેવાડ
ુસલમાનોએ જીતી લીધો, અને ત્યાંના રાજા પ્રતાપસિંહની
ાસપાસ સઘળે દુશ્મનો વિટાઇ વળ્યા. હરઘડી તેમના હાથમાં
ાતાનાં છૈયાંછોકરાં પકડાઈ જવાની દહેશતમાં તે આવી પડ્યો.
ને અને તેના કુટુંબને ખાવાના પણ સાંસા પડવા લાગ્યા.

આવી સ્થિતિમાં પ્રતાપસિંહે મેવાડને છેલ્લી સલામ કરીને તથા
ાહીથી છવાએલું ચિતોડ તજીને, સિંધ દેશમાં જતા રહેવાનો નિશ્ચય

કર્યો. પોતાની જાતના એટલે આગ્રહી સિસોદીઆ રજપુતોની ટોળી લઈને તે સિંધના રણની સરહદ આગળ જઈ પહોંચ્યો.

વખાનો માર્યો પ્રતાપસિંહ મેવાડ તજીને નીકળ્યો, એ સમાચાર એના જુના કારભારી ભામાશાહને મળ્યા, ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે પોતાનો રાજા દુઃખી હાલતમાં કંઈ પણ સાધન કે ઉપાય ન રહ્યો ત્યારે દેશ તજીને જાય છે, તો આપણે એના કારભારી શા કામના ? બળ્યા આપણા પૈસા ને બળ્યું આપણું જીવતર ! જેના વડે આટલું કમાયા ને સુખ પામ્યા, તેજ દુઃખી હાલતમાં દેશ તજે છે, અને આપણે તેનાજ પૈસા વડે સુખ ભોગવવું ! બળ્યું એ સુખ ને બળ્યા એ પૈસા. આવી અણીની વખતે હું એને કામ નહિ આવું, ત્યારે મારૂં જીવતર પણ શા કામનું ? રાજાને દુઃખમાં રિબાતો રહેવા દઈ હું સુખ ભોગવીશ ? ના ના, એ કદી બનવાનું નથી. મારાથી જે થાય તે મદદ મારા રાજાને મારે કરવીજ જોઈએ.

તે એકદમ ઊઠ્યો, અને ઘોડે સવાર થઈ રાજાને ખોળતો સિંધના રણ આગળ પ્રતાપસિંહને આવી મળ્યો, નિરાશ થએલા પોતાના રાજાને ભામાશાહ ભેટી પડ્યો, ને બોલ્યો, આપ ક્યાં સિધાવો છો, ને શા માટે સિધાવો છો ? પ્રતાપ બોલ્યો, કામદાર ! મેવાડમાં હવે રહેવામાં કંઈ માલ રહ્યો નથી. ત્યાં રહ્યે આબરૂ સચવાય તેમ નથી. પાસે નથી માણસ કે નથી પૈસો. સગાંવહાલાં ને મદદ કરનારા પણ મરી ફીટ્યા. મેવાડ પાછો મળવાનાં સાધનો નથી અને આશાએ નથી. માટે માત્ર આબરૂ સાચવવાને મેવાડ તજી કોઈ સલામત જગાએ રહેવા સારૂ આ તરફ આવ્યો છું. આખી પૃથ્વી આપણી છે. જ્યાં જોગ આવશે ત્યાં જઈને રહીશું.

રાજાનાં આવાં વચન સાંભળી ભામાશાહ ગળગળો થઈ ગયો. તે પ્રતાપને પગે પડ્યો ને બોલ્યો, અન્નદાતા ! તમે આ દેહના માલીક

છો. તમારૂં અન્ન ખાધું છે ને તમારૂંજ ખાઉં છું. મારી પાસે જે કંઈ છે તે આપનુંજ છે. આ દેહના ચામડાનાં તમારા માટે ખાસડાં સીવડાવું તોપણ તે થોડું છે! લાચાર છું કે આ વૃદ્ધ અવયવોમાં હવે કંઈ તાકાત રહી નથી; નહિતો આપનું ખાધેલું અન્નપાણી, રે! મારી મેવાડમાતા! મને હજાર હાથ જેટલું બળ આપત. મહારાજા સાહેબ, હવે હું કોઈ રીતે આપને મદદ કરી શકું એમ નથી; પણ મારી પાસે થોડો ઘણો પૈસો છે, તે માલીક સાહેબ, આપનોજ છે. એ પૈસા વડે આપથી મેવાડ માતાનું જેટલું થાય તેટલું રક્ષણ કરો. પ્રભુ કરશે તો સૌ સારાં વાનાં થશે, માટે આપ પાછા પધારો. મારી સઘળી દોલત મેવાડની ને આપનીજ છે; ને તે મેવાડના ને આપનાજ કામમાં આવશે, તેથી હું પણ કૃતાર્થ થઈશ.

ભામાશાહના આગ્રહથી જાણે મેવાડ માતાએજ તેને મોકલ્યો હોય, એમ માની પ્રતાપસિંહ તેની સાથે પાછો ફર્યો. ભામાશાહે પોતાની સઘળી દોલત રાજાને ભેટ કરી. કહે છે કે પચીસ હજાર માણસને બાર વર્ષ પહોંચે એટલી તેની દોલત હતી! કેવી રાજભક્તિ ને સ્વદેશપ્રીતિ! એ દોલત વડેજ પ્રતાપે ગએલો મેવાડ પાછો મેળવ્યો.

**મેવાડની જાહોજલાલી.**

---

અણી—હરકત; જરૂર.
અન્નદાતા—ખાવાનું આપનાર.
કૃતાર્થ—જેની ઇચ્છા પાર પડી હોય તે.
ખુઆરી—નાશ.
તાકાત—જોર.
દહેશત—ભય.
વખા—દુઃખ.
સરહદ—હદ.
સ્વદેશપ્રીતિ—પોતાના દેશ ઉપર હેત.

---

## पाठ २९. वड अने ते पासेनी शोभा.

### शिखरिणी वृत्त.

न ते जाति जेनां, फळ बहुज नामी जग विषे,
परंतु वृक्षो आ, उळख घणी जेनी जन विषेः

५

वळी जे आ काळे, रसिक गुजरातीज अथवा;
रुडा सौ प्रांतोमां, निज भुज पसारेछ टकता. १.
फूटी लांबां पोंळां, अतिशयज डाळां वींटी वळे,
जटा पृथ्वी फोडी, असल मुळीआं साथ हळी ले;
अने बेटीओ तो, जनुनीतरुने भेटी उछरे,
दीसे छांयो जाणे, बहुज कदवान स्तंभ नगरे. २.
घटा उंची आवी, वळी दीसती मेराब सरखी,
वचोवच्चे वाटो, खड खड करे नाद हरखी;
वळी ठंडा वाये, सुपवन रूंधाई पसरता,
सुखे थाक्यां भाथुं, जमी जळ पी मुसाफर जता. ३.
वसावे चोपासे, पीपळ बहु आंबा वड तरु,
सिमाडा ते मध्ये, जळभरित खाडा निरमळुं;
पशुपक्षीनी ते, तरसज मटाडे हरघडी,
वळी भैंसो तेमां, उलटथकी नाहे पडी पडी. ४.
छूटे गाडां गाडी, बळद विशरांती सहु लीए,
नीचा श्वासो मेली, खड जमी हवाडे जळ पीए;
टटं टटं घंटा, कदी घणण घंघं करती छे;
स्वरे जेना डोली, बळद बहु कापे मजलने. ५.

**नर्मदाशंकर.**

---

ઉળખ—ઓળખ—ઓળખાણ.
ગુર્જર—ગુજરાત.
ઘંટા—ઘંટડી ( બળદને ગળે બાં- ધેલી. )
જટા—મૂળીઓ.
જન—લોક, (આ ઠેકાણે) હિંદુઓ.
જનુની—માતા
નિરમળું—નિર્મળ; ચોકખું.
પસરેછે—પસારે છે; ફેલાવે છે.
બેટીઓ—મૂળીઓરૂપી દીકરીઓ.
ભુજ—હાથ.
મેરાબ—કમાન સરખી છજા પર મૂકે છે તે.
વિશરાંતી—વિશ્રાંતિ—આરામ.

## પાઠ ૩૦. ખોટા વહેમ—ભાગ ૧.

જેમ લોકોમાં અજ્ઞાન અને ભોળપણ વધારે, તેમ તેઓ વધારે વહેમી જોવામાં આવે છે. કંઈ બનાવનું કારણ ન માલમ પડે, ત્યારે બીજાંઓ જે કારણ આપે તે તેઓ માની લે છે; કેમકે અજ્ઞાનને લીધે તેઓ જાતે કારણ જાણી કે ખોળી શકતાં નથી, અને ભોળપણને લીધે બીજાનું કહેવું ઝટ માન્ય કરે છે.

કોઈ માંદું પડે અને વિશેષે કરીને છોકરૂં માંદું પડે, તો તરત બૈરાં કહેશે, કે એને તો કોઈની નજર લાગી છે. મારા છોકરાએ નાતમાં બે કોળીઆ મોંમાં ઘાલ્યા, તે સામે બેઠેલી બાયડીએ દીઠા, તેથી તેની નજર લાગી. દેખાવડી છોકરીને સારાં કપડાં ને દરદાગીના પહેરાવીને ઓટલે બેસાડી, તેના પર કોઈની દૃષ્ટિ પડી કે તે તરત અવાચક થઈ ગઈ. પડોશણે ચકલું ઓળંગ્યું કે પગ તળે દેડકું આવવાથી તે છળી, તેથી તેને ભૂત વળગ્યું. ફલાણી બાયડીની શોક ભૂત થએલી છે, તે તેને તથા તેનાં છોકરાંછૈયાંને બહુ નડે છે. ફલાણા ઘરનો ધણી સાપ થએલો છે, તે તેમાં રહેનાર ભાડુતને પજવે છે. કોઈની કંઈ જણસ બગડે તો તે અમુક સ્ત્રીની નજર લાગવાથી કે તેનો પડછાયો પડવાથી બગડી એમ તે માની લે છે. દૂધપાક, અથાણું, પાપડ, સેવ, વગેરે ઘણી વાર બગડે છે, ત્યારે આવું કારણ આપવામાં આવે છે. " वैद वैदनुं कहे अने जोशी जोशीनुं कहे " એમ લોકો સમજે છે, છતાં બંનેની વાત સાચી માને છે એટલુંજ નહિ, પણ કોઈ ભુવા કે વહેમી લોક પોતાની મતલબ સાધવા જે કહે તે પણ ભોળે ભાવે ખરૂં માનવામાં આવે છે. મંદવાડ પરખીને તેને લાગુ પડે એવું ઓસડ આપે તો તે મટે છે એ વાત સૌના જાણવામાં છે, તેથી વૈદના કહેવા પ્રમાણે કરવું એ યોગ્ય છે.

મંદવાડમાં જોશીઓ ગ્રહપીડા કે પનોતીની વાતો કરે છે, અને અમુક દાનધર્મ કરવા કે બાધા રાખવાનું કહે છે. જેઓ ઓસડ ઉપચાર ન કરતાં એકલા જોશીના કહેવા ઉપર આધાર રાખે છે, તેઓ ઘણી વાર ખત્તા ખાય છે. એજ રીતે ભુવા આવીને કંઈ વળગાડની વાત કરે, મંત્રતંત્રના ઇલાજ બતાવે, અને તે પાછળ ખરચ કરાવે, તેથી આજારીને આરામ થતો નથી.

ભોળાં બૈરાં નજર લાગી છે એમ માનીને ચપટી ચપટી રાઈમીઠું એકઠાં કરી બાળકને માથે સાત વાર ઉતારે છે, ને દેવતામાં નાખે છે. તે બળે છે ત્યારે તેમાંથી વાસ નીકળતી જોઈ તેઓ કહે છે કે હાય મા, કેવી કરડી નજર બેઠી છે! એ ગંધાય છે કેવું! પણ તેઓ વિચાર કરતાં નથી કે રાઈમીઠું જ્યારે દેવતામાં પડે છે, ત્યારે તેમાંથી એવીજ ગંધ આવે છે. વળી કાંસાના વાડકા-માં ધગધગતા અંગારા ભરીને તેમાં પેલા માંદાને માથે ઉતારેલું રાઈમીઠું નાખે છે, અને ખૂબ ધુમાડો નીકળવા દે છે. છેક બળી જાય ત્યાંસુધી રહેવા દઈ વાડકો કાંસાની થાળીમાં ઉંધો પાડે છે, અને તે ઉપર છાણપાણી એકઠું કરીને રેડે છે, એટલે વાડકો થાળી જોડે સજ્જડ ચોંટી જાય છે. એવું થાય છે ત્યારે બૈરાં કહેશે, કે હાય હાય બાપ, કેવી કરડી નજર બેઠી છે! વાડકો કેમ ચોંટી જાય છે તેનું ખરૂં કારણ તેઓ સમજતાં નથી. વાકડાની માંહેનો વા તાપથી પાતળો થઈ નીકળી જાય છે, અને રાઈમીઠાના ધુમાડાથી વાડકો ભરાઈ જાય છે, તેથી જ્યારે તેને ઉંધો પાડીને તે પર પાણી રેડીને ટાઢો પાડે છે, ત્યારે વાકડામાં પવન ન હોવાથી બહારના પવનના ભારથી તે દબાઈ રહે છે. કોઈને માથે ઉતાર્યા વગર કે સાજા માણસને માથે ઉતારીને આ પ્રમાણે કરી જોશો, એટલે તમારી ખાતરી થશે કે વાડકાના ચોંટી જવા સાથે મંદવાડનો કે નજરનો કંઈ સંબંધ નથી; માટે એવા પ્રયોગથી મંદવાડ દૂર ન થાય એ દેખીતું છે.

---

અવાચક—બોલી ન શકે એવી; બેભાન.
આજારી—માંદું.
ઉપચાર—સેવા; ઇલાજ.
દૃષ્ટિ—નજર.

---

## पाठ ३१. खोटा वहेम—भाग २.

ભૂત વળગ્યાના, મૂઠ માર્યાના, ને કામણ કર્યાના વહેમથી ઘણા લોકોને હેરાનગતી ભોગવવી પડે છે. લોકો કહે છે, કે मंछा भूत ने शंका डाकण. એટલે ભૂતપલીત ને ડાકણશાકણ ખરેખરાં વળગતાં નથી, પણ ભયથી કે શંકાથી તે વળગ્યાં છે એમ તેઓ માની લે છે. જે બીએ તેને આવી લાગે એવું જાણતાં છતાં પણ કેટલાંક બૈરાં બીએ છે, અને બીકની અસરથી માંદાં પડે છે. એવો મંદવાડ ભૂતપલીત વળગવાથી આવ્યો એમ તેમને લાગે છે: પણ ભયની અસર મન ઉપર અને તન ઉપર એવી ભારે થાય છે, કે વખતે તેથી દિવાનાં થવાય છે કે મરણ પમાય છે. સુવાવડમાં ને બીજે પ્રસંગે એક જાતનો વાયુ પેદા થાય છે, ત્યા ભૂત વળગ્યું હોય એવા ચાળા સ્ત્રીઓ કરે છે. એવે વખતે રોગના ઇલાજ ન કરતાં ભૂત કાઢવાના ઇલાજ કરવા એ મુર્ખાઈ છે. દાણા વાળવાથી, લીંબુ કાપવાથી, કે ડાકલું બેસાડવાથી મંદવાડ કેમ મટે?

ઘણા લોકો કહે છે કે ફલાણા ઘરમાં, ઝાડમાં, કુવામાં, કે અમુક જગાએ ભૂત છે; પણ ભૂતને કોઈએ નજરે જોયું હોય, કે બીજાને નજરે દેખાડ્યું હોય, એવા દાખલા જોવામાં નથી આવતા. મતલબી લોકો કેટલીક વાર ભૂતનો વહેમ ઠસાવવા માટે કેટલીક યુક્તિઓ કરે છે, તેથી ભોળાં માણસ ઠગાય છે. ભ્રમ વડે અંધારામાં જેમ દોરડાના કકડાને સાપ લેખવામાં આવે છે, તેમ કેટલીક વાર વસ્તુનો અમુક આકાર દેખાવાથી તેને ભૂત સમજવામાં આવે છે.

એક ભાવસારને ત્યાં પરોણો આવ્યો, તેને રહેવાના ઘરથી છેટે પોતાનું બીજું ઘર હતું ત્યાં સુવાડ્યો. મધરાતે મેમાને મોં ઉઘાડીને જોયું, ત્યારે તેણે બે બાયડીઓ ઉભેલી દીઠી. એ વંત્રીઓ હશે એમ ધારીને તે બીકનો માર્યો બૂમ પાડવા ને રડવા મંડ્યો. આડોશી પાડોશી ધાઈ આવ્યાં. તેઓ પણ અંધારામાં બે બાયડીઓ ઉભેલી જોઈ થર થર ધ્રૂજવા લાગ્યાં. લોકો બહાર ઉભા ઉભા પથરા મારે તોપણ પેલી બાયડીઓ ખસે નહિ. એવામાં ચોકીવાળા આવી પહોંચ્યા. તેમણે તીર માર્યાં તે બાયડીઓના શરીરમાં ચોંટ્યાં, તે છતાં તેઓ હાલી ચાલી નહિ. એટલામાં કોઈ દીવો લાવ્યું, અને સારી પેઠે તપાસ કરીને જોયું, તો ડામચીઆ ઉપરનાં ગોદડાંને સાલ્લાની ગોદડી ઓઢાડેલી હતી, અને તે પર ચાંદરણું પડતું હતું, તેથી બે બાયડીઓના જેવો આકાર પડી રહેલો માલમ પડ્યો.

મૂઠના ને કામણટુમણના વિચાર પણ ખોટા છે. કોઈ ઝાડ એકાએક સુકાઈ જાય છે, ત્યારે લોકો કહે છે કે કોઈએ પોતાના મંત્ર અજમાવી જોવા માટે તેને મૂઠ મારી છે, પણ મૂળને સડો લાગવાથી, કે કોહી જવાથી કે તેમાં હીંગ નાખવાથી ઝાડ એકદમ સુકાઈ જાય છે. કરડી નજરવાળો કે યુક્તિવાળો મનુષ્ય ભોળા મન પર વખતે અસર કરી શકે છે, પણ તે કામણ નથી.

દૂધપાક, અથાણું, વગેરે બનાવવામાં ભૂલ થવાથી કે તેમાં ખરાબ વસ્તુ ભળવાથી તે બગડે છે. વાસી કે કરેડું દૂધ ભળવાથી, ખટાશનો છાંટો પડવાથી, કે નઠારી ખાંડ નાખવાથી દૂધપાક ખરાબ થાય છે. અનાજનો સ્પર્શ થવાથી, પુરતો ને સારો મસાલો ન નાખવાથી, કે બરણીનું મોં ઉઘાડું રહી જવાથી, અથવા બરાબર ન બાંધવાથી અથાણાં બગડે છે. ઝાડ પરથી પડીને છુંદાએલી કેરીનો ઉપયોગ કરવાથી તે કોહે છે, અને અથાણાને કહોવડાવે

છે. અથાણાને ઘણો તાપ લાગે, કે બંધિઆર જગાએ રાખવાથી બફાઈ જાય, તોપણ તે બગડે છે.

---

કરેડું—તરતની વિઆએલી ગાય-ભેંસનું દૂધ.
કામણ—વશ કરવાના ઇલાજ.
દિવાના—ગાંડા.
સ્પર્શ—અડવું તે.

---

## पाठ ३२. सीतास्वयंवर.

### राग धनाश्री एकताळी.

सखी मळी परणावो मुने, राम रूडो भर्तार;
मींढळ बांधो मंगळ गाओ, अधिक करो आचार. १.
अंगुटीनुं दर्पण देखाडे, माहे दीसे रामनुं रूप;
तेने नीर्खे हैये हरखे, बीजो न दीसे भूप. २.
देश देशना राय आव्या छे, सीता केरे काज;
सीता माटे संन्यासी थाशुं, मेली मोटुं राज. ३.
को जपमाळा लई नाम जपे छे, को लखे छे चित्राम;
को कविता गाथा गाय छे, हा हा सीता नाम. ४.
को सीतानी वात पूछे छे, को सीताने कहावे;
को सीतानुं रूप संभारे, सोणा मांहे आवे. ५.
त्र्यंबकधनुष्य सामुं न जोवाए, तो कहो कोण चढावे;
जे चोके आवे सभामां, भला भला थई भावे. ६.
जनक राय चिंता मन पाम्यो, में मिथ्या पण कीधुं;
आमे रामने देत दीकरी, पण ए पण प्रसिध्युं. ७.
शतानीक कहे सौ वाळो, कहीने कठण वचन;
आफणीए आपोपे जाशे, लज्जा पामी मन. ८.
शतानीक कहे सौ सांभळतां, शुं सांसई रहो छो शूर;
शिवधनुष्य चढावी सीता परणो, नहितर नासो भूर. ९.

उपन्यो होय जो क्षत्रीथको को, तो परणे पण पाळी;
जनकसुता जोवा क्यां पामो, पराक्रम कीधा टाळी. १०.
उदासी शिप झालीने बेठा, बीजा बहु राजान;
ऋकांटो चढ्यो अतळीखळ, सुंदर श्यामळ वान. ११.
उधडकी ऊठ्या आपोपे, जुग्म जोडी पाण;
कौशिक आगळ उभा रहीने, बोल्या मधुरी वाण. १२.
स्वामी अमने आपो आज्ञा, ए तो अमने गाळ;
सूर्यवंशी दशरथना सुत, हळवुं कीजे आळ. १३.
विश्वामित्र कहे वहेला थाओ, चढावो शिवचाप;
आशीर्वचनो अनेक उचरे, आश्चर्य पामी आप. १४.
लक्ष्मण कहे एटलाने काजे, तमे शुं ऊठो राम;
मुज अनुजने आपो आज्ञा, करी शकुं ए काम. १५.
राम कहे छे भाई माहरा, तारुं काम नहि एह;
कहेशे शंकर चाप चढाव्युं, बांधव मळीने बेह. १६.
राजा सौको हसवा लाग्या, एणे एतो थाशे;
कठण कोदंड चढावी हमणा, प्रेमे परणी जाशे ! १७.
रावण सरखा रंक थया छे, त्यहां ए कोण मात्र;
बीजा बळ वीण बेठा, ए थाशे जामात्र ! १८.

અતળીખળ—બહુ જોરાવર.
અનુજ—નાનો ભાઈ.
આફણીએ—એની મેળે.
આપોપે—આપોઆપ.
ઉકાંટો—મદ; ગર્વ; આવેશ.
કોદંડ—ધનુષ્ય.
કૌશિક—વિશ્વામિત્ર.
ગાથા—પ્રાકૃત ભાષાની કવિતા.
ચત્રામ—ચિત્રામણ.
જુગ્મ—બે.
ટાળી—સિવાય; પાખે.
ત્ર્યંબક—મહાદેવ.
પ્રસિધ્યું—જાહેર કર્યું.
ભૂર—મોટા ઇંદ્ર જેવા.
શતાનીક—જનકનો પુરોહિત.
સાંસઈ—સાંસે; વિમાસણમાં.
સોણાં—સ્વપ્નાં.

## पाठ ३३. सरस्वती.

**કાશી** તરફનાં **બ્રાહ્મણવાસ** ગામનાં **વિષ્ણુમિત્ર** કરીને એક બ્રાહ્મણ રહેતો હતો, તેની પુત્રીનું નામ **સરસ્વતી** હતું. પોતાની એકની એક પુત્રીને **વિષ્ણુમિત્રે** ભણાવી ગણાવીને એવી વિદુષી બનાવી હતી, કે એ સમયનો કોઈ પણ પંડિત તેને વિદ્યાવાદમાં જીતી શકે એમ ન હતું; કેમકે તેને ગાયન, નૃત્યકળા, પાકશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર ઉપરાંત ચાર વેદ, છ શાસ્ત્ર, પુરાણો, વગેરે ઘણા ગ્રંથો શીખવવામાં આવ્યા હતા. સ્ત્રીઓને વિદ્યા શીખવવામાં પૂર્વે કેટલું ધ્યાન અપાતું હતું, તે **સરસ્વતીના** દાખલાથી જણાઈ આવે છે.

ભણીગણીને તૈયાર થયા પછી યોગ્ય વયે પહોંચી, ત્યારે **સરસ્વતીએ** પોતાના જેવો વિદ્વાન વર શોધીને તેની સાથે લગ્ન કરવાની તજવીજ કરી. રેવા નદીને કિનારે **માહિષ્મતી** નગરીમાં **મંડનમિશ્ર** નામના એક તરૂણ બ્રાહ્મણે ઘણી વિદ્યાઓનો અભ્યાસ કરીને પ્રખ્યાતિ મેળવી છે, એવી ખબર પડતાંજ **સરસ્વતીએ** તેના પર પત્ર લખી મોકલ્યો. પત્ર વાંચીને **મંડનમિશ્રની** ઇચ્છા તેને વરવાની થઈ. માતપિતાની સંમતિ મળવાથી બંને લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં અને ઘણાં સુખી થયાં.

આ સમયે શ્રીમાન **શંકરાચાર્ય** દેશે દેશ ફરીને સમર્થ પંડિતો સાથે વાદવિવાદ ચલાવતા હતા. **મંડનમિશ્ર** પંડિત સાથે તેમને વાદ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે હારજીતનો નિર્ણય કરવા માટે મધ્યસ્થ નીમવાની જરૂર પડી. જે મધ્યસ્થ નિમાય તે વાદ કરનારાઓ કરતાં પણ વધારે બુદ્ધિમાન અને જ્ઞાનવાન જોઈએ. તમને જાણીને આશ્ચર્ય લાગશે કે **શંકરાચાર્યે** મધ્યસ્થ તરીકે **મંડનમિશ્રની** **સ્ત્રી સરસ્વતીને** પસંદ કરી. તે બંનેનો વાદ સાંભળીને ન્યાય આપશે **એવી શંકરાચાર્યની** ખાતરી ન હોત, તો સામાવાળાની સ્ત્રીને તે

મધ્યસ્થ નીમતજ નહિ. આથી **સ**રસ્વતીની વિદ્વત્તા અને ન્યાયબુદ્ધિ કેવી હશે, તેનો તમારા મનમાં સહેજ વિચાર આવી શકશે.

વાદવિવાદને માટે સભા મળી તે વખતે **સ**રસ્વતીએ બંને



પંડિતોના ગળામાં ફૂલના હાર પહેરાવ્યા, અને કહ્યું, કે જેના ગળામાંની ફૂલની માળા કરમાશે, તેને હું હાર્યો સમજીશ. વાદ જોસભેર ઘણા દહાડા ચાલ્યો, તેમાં આખરે **મં**ડનમિશ્રની હાર થઈ. **સ**રસ્વતીએ પક્ષપાત ન કરતાં પોતાના પતિની વિરુદ્ધ ફેંસલો આપ્યો. **મં**ડનમિશ્ર હાર્યાથી કરાર પ્રમાણે તે **શં**કરને શરણે થયો, એટલે **શં**કરે **સ**રસ્વતીના સામું જોયું. **સ**રસ્વતી તેમનો મર્મ સમજીને બોલી, પત્ની પણ પતિના આત્માની અર્ધ ભાગીઅણ છે, માટે તમે મને જીતો ત્યારે ખરૂં. તેનાં વચન સાંભળીને **શં**કરે કહ્યું, હે અબળા, તમારી સાથે મારે વાદ કરવો યોગ્ય નથી. કારણ કે યશસ્વી

પુરૂષો અબળાની સાથે વાદ કરતા નથી. શંકરનાં આવાં વચન સાંભળીને સરસ્વતી બોલી, મહારાજ, આમાં જાતિ જોવાની જરૂર નથી. પોતાનું મત તોડવા જે યત્ન કરે તે પુરૂષજાતિ હોય કે સ્ત્રી-જાતિ હોય, તોપણ તેને જીતી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. આટલા માટેજ અગાઉ યાજ્ઞવલ્ક્ય નામના મહામુનિએ ગાર્ગી નામની અબળા સાથે અને જનક રાજાએ સુલભા નામની અબળા સાથે વાદવિવાદ કર્યો હતો.

સરસ્વતીનાં વચનથી પ્રસન્ન થઈને શંકરસ્વામીએ તેની સાથે વિદ્યાવાદ કરવાનું કબુલ કર્યું. એક બીજાને જીતી લેવાની ઉત્કંઠા-માં બંનેએ એવી બુદ્ધિ અને ચતુરાઈ બતાવી કે સૌ સાંભળનાર વિદ્વાનો આશ્ચર્ય પામ્યા. વાદ રાતદિવસ ચાલતો હતો, અને સત્તર દિવસ વીતી ગયા, તોપણ શંકરાચાર્યની હાર થઈ નહિ. પરંતુ આથી સરસ્વતીના વિશાળ જ્ઞાનની ખાતરી થયા વગર રહેતી નથી, કેમકે શંકરાચાર્ય જેવા સમર્થ વિદ્વાનની સાથે ઘણા દિવસ સુધી એક અબળા ટક્કર લઈ શકે, અને વખતે તેમને હંફાવી પણ શકે, એ કામ કંઈ જેવું તેવું ન હતું.

---

ઉત્કંઠા—હોંસ; આતુરતા.
મધ્યસ્થ—પંચ; ત્રાહિત.
મર્મ—મનની છુપી વાત.
યશસ્વી—જશ પામેલો.
વિદુષી—બહુ વિદ્યા ભણેલી સ્ત્રી.
શ્રીમાન—લક્ષ્મીવાન; શોભાવાન.

---

## पाठ ३४. पादशाह अने लौओ.

બે ઘડી આનંદ થવા સારૂ રાજાઓ પોતાની પાસે મશ્કરા રાખે છે. તેઓ રમુજી વાતો કહીને અને હાજરજવાબીથી રાજાઓને રીઝવે છે. સારા રાજાઓના મશ્કરા ડાહ્યા અને ચતુર હોય છે. એવા મશ્કરાને લૌઓ કહે છે. દિલ્હીના એક પાદશાહને ત્યાં એવો એક લૌઓ હતો, તેના ડહાપણની ઘણી વાતો લોકોમાં ચાલે છે.

એક વાર પાદશાહે લૌઆને પ્રશ્ન કર્યો, કે અક્કલ બડી કે હથિયાર? પાદશાહ જે જવાબની આશા રાખતો હોય તેથી ઉલટો જવાબ લૌઓ ઘણું કરીને આપતો, અને પોતાની વાત ચાલાકીથી સાબીત કરતો. તેણે જવાબ દીધો, કે ખુદાવંદ, અક્કલ બડી કેમકે અક્કલ ન હોય તો હથિયાર કામ આવતું નથી, તેમ અક્કલવાન માણસ વગર હથિયારે પણ પોતાનું કામ કાઢી લે છે.

પાદશાહે લૌઆની પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. વાત વિસારે પડ્યા પછી તેણે એક મસ્ત હાથી હતો તેને દારૂ પાઈને ગાંડો કર્યો. લૌઓ પોતાનાં કપડાં કાંઠે મૂકીને નદીમાં નાહતો હતો. પાદશાહનો મહેલ નદીકાંઠે હતો, તેથી તેના ઝરૂખામાંથી નદીનો કાંઠો નજરે પડતો હતો. લૌઆને નાહતો જોઈ પાદશાહે પેલા મસ્ત હાથીને છોડાવીને નદી તરફ મોકલ્યો. ગાંડા હાથીને ડોલતો ને ધમપછાડા કરતો જોઈ લોકો નાસભાગ કરવા લાગ્યા. હાથી પોતા તરફ ધસી આવે છે, તે જોઈ લૌઓ પાદશાહની મતલબ સમજી ગયો. મદમાં આવેલા ગાંડા હાથીને માણસ પુરૂં પડી શકે નહિ; તેમ લૌઆ પાસે કંઈ હથિઆર પણ ન હતું કે જે વડે તે પોતાનો બચાવ કરી શકે. તેને માથે ભયંકર આફત આવી પડી. નાસી છૂટવાનો લાગ ન હતો અને વિચાર કરવાનો વખત પણ ન હતો. હાથી જો પાસે આવી પહોંચે, તો તે લૌઆને પોતાની સૂંઢમાં લઈ આકાશમાં ઉછાળીને પછાડે, કે તેને પોતાના પગ તળે કચરી નાખે.

લૌઓ શું કરે છે, તે જોવા સારૂ પાદશાહ ઝરૂખામાં ઉભો હતો. લૌઆને હાથી મારી નાખે એવી ઇચ્છા પાદશાહની ન હતી, કેમકે તેનો લૌઆ ઉપર બહુ પ્યાર હતો. અણીનો વખત આવી પડે ત્યારે હાથીને ગભરાવીને નસાડવાના તેણે જોઈએ તેવા ઇલાજ લીધા હતા, પણ તેની કંઈ ખબર લૌઆને ન હતી.

આવે વખતે શું કરવું તેનો ઝડપથી વિચાર કરીને લૌઆ પાણીમાંથી નીકળ્યો, અને હાથીની સામે જવા લાગ્યો. હાથી નજીક આવ્યો, એટલે કાંઠા પાસેની ભીની રેતીમાં એક કુતરૂં સૂઈ રહ્યું હતું, તેને ચારે પગે ઉપાડીને લૌઆએ હાથીની સૂંઢે જોરથી અફાળ્યું. કુતરાના નહોર સૂંઢમાં વાગવાથી અને તે ભયનું માર્યું જોરથી ભસવા લાગ્યું તેથી હાથી ગભરાયો, અને બીજી બાજુએ નાસવા લાગ્યો. ખુદાએ અક્કલ સુઝાડીને આવી પડેલી આફત ટાળી, તેથી લૌઆએ તેની બંદગી કરી. પાદશાહે ઝરૂખામાં રહીને હર્ષની તાળીઓ પાડી, પણ તે લૌઆના જોવામાં ન આવી.

લૌઆએ નિશ્ચિંતપણે નદીમાં સ્નાન કર્યું. ઘેર જઈને જમ્યા પછી વખત થયો એટલે તે દરબારમાં ગયો. દરબારમાં મળેલા અમીર ઉમરાવો નદીમાં બનેલા બનાવથી વાકેફ હતા; કેમકે લૌઆએ વાપરેલી ચતુરાઈની વાત આખા ગામમાં પસરી ગઈ હતી. લૌઆને આવતો જોઈને પાદશાહ તેની સામે ગયો, અને તેને હર્ષથી ભેટ્યો. પોતાની નજીકમાં બેસાડીને તેને કીમતી સરપાવ આપ્યો એટલુંજ નહિ, પણ તેની ચતુરાઈનાં તેણે ઘણાં વખાણ કર્યાં. અક્કલવાન માણસ ભયને વખતે પોતાનો બચાવ હરેક યુક્તિથી કરી શકે છે, એવું આ વાતથી સાબીત થાય છે.

---

નિશ્ચિંતપણે—ચિંતા-ફીકર વગર.
બડી—વડી; મોટી.
બંદગી—પ્રાર્થના.
મદ—બળ; તોફાન.
મસ્ત—તોફાની; જોરાવર.
હાજરજવાબી—તરત ઉત્તર આપવો તે.

## पाठ ३५. शिशिर अने वसंत.

### गरबी.

सुंदर सलुणो शिशिर वसंत गान करो नरनारी,
हां रे सहु गान करो नरनारी.—टेक.
टाढ मधुरी वा'णे वाए, धुमस ठरी रहे भारी,
हां रे जुओ धुमर ठरी रहे भारी.—सुंदर० १.
कुटुंबमेळो वन्हि समीपे, करे गोठडी सारी,
हां रे रसभरी गोठडी सारी.—सुंदर० २.
मंद व्हेती कंई शीत लागती, सुगंध स्हेर रसाळी,
हां रे आवे सुगंध स्हेर रसाळी.—सुंदर० ३.
वन उपवन सहु फूल्यां फुलडे, वेल नवी पत्राळी,
हां रे दीपी वेल नवी पत्राळी.—सुंदर० ४.
कलोल करतां अनेक पंखी, हरखी हरखी दे ताळी,
हां रे घूमी हरखी हरखी दे ताळी.—सुंदर० ५.
नगर विषे होळीना रंगो, ऊडे अबीलगुलाली,
हां रे रंग ऊडे अबीलगुलाली.—सुंदर० ६.
घरमांहे धूमधाम विनानी, उमंग कोड सवारी,
हां रे स्होए उमंग कोड सवारी.—सुंदर० ७.
नर्मद कहे मा'लो विवाहने, रतनी छे बलिहारी,
हां रे छे दीपी रतनी बलिहारी.—सुंदर० ८.

---

ઉપવન—વાડી.
ધુમર--ધુમસ
સમીપ--પાસે.
સ્હેર—પવનની લહેર.
સ્હોએ--શોભે.

## पाठ ३६. शिबि याने अनाथनुं रक्षण.

પૂર્વે આર્યાવર્તમાં શિબિ યાને ઉશીનર નામે એક રાજા થઈ ગયો. રાજાનો ધર્મ છે, કે નબળાને જબરો મારવા આવે ત્યારે નબળાનું રક્ષણ કરવું. તે પ્રમાણે શિબિ રાજાએ અસંખ્ય શરણાગતને પાળ્યા હતા, અને તેથી એની કીર્તિ દેશેદેશમાં ગવાતી હતી. એ રાજા વિષે એક કથા એવી કહેવાય છે, કે એક વાર એ રાજા યજ્ઞમંડપમાં બેઠો હતો, એટલામાં એક હોલો અને શકરો-આગળ હોલો અને પાછળ શકરો—એમ આકાશમાંથી ઉડતા ઉડતા એની પાસે આવ્યા. ભયથી ફડફડતો એ હોલો રાજાના પડખામાં ભરાઈ ગયો, તે જોઈ શકરો રાજાને કહેવા લાગ્યોઃ—હે રાજા ! હું ભૂખ્યો છું, અને પરમેશ્વરે આ હોલો મારા ભોજન માટે ઉત્પન્ન કર્યો છે, માટે હું ધર્મ કરૂં છું એમ ધારી તમે એનું રક્ષણ કરો નહિ. એ હોલો મને સોંપી દો.

**રાજા**—હે શૂર પક્ષી ! આ ગરીબ પંખીડું તારા ભયથી કંપે છે, અને પોતાના પ્રાણની રક્ષા માટે મારી પાસે આવ્યું છે. હું એ તને કેમ આપું ?

**શકરો**—હે મહારાજ ! આહારથી સર્વે પ્રાણીઓ જન્મે છે, જીવે છે, અને વધે છે. માણસને ધન ઘણું વહાલું છે, પણ તે અન્નની તોલે ન આવે; કારણકે ધન વિના એ ચલાવી શકે, પણ અન્ન વિના તો એનાથી ઘણા દિવસ જીવી શકાયજ નહિ. હે રાજા ! તમે મને ભોજનથી વિખુટો પાડ્યો છે, તેથી આજ હું જરૂર મરણ પામીશ; અને મારૂં કુટુંબ રખડતું થઈ જશે. એ હોલા ખાતર તમે કેટલા બધાના પ્રાણ લેશો ? માટે હું આપને કહું છું, કે જ્યાં ધર્મમાં વિરોધ આવી પડ્યો દેખાય, ત્યાં નાના મોટાનો વિચાર કરી વિરોધ ન આવે તેમ ધર્મનું આચરણ કરવું.

**રાજા**—પક્ષિરાજ, તમે ઠીક કહો છો. પણ તમારા કુટુંબની વાત કરો છો, તે વખતે હોલાના કુટુંબનું શું થશે તે ભૂલી જાઓ છો. તમે ભૂખ્યા હો, તો કહો તે અન્ન તમને ખાવાને આપું; પણ એ હોલો તો હું તમને નહિજ આપું.

**શકરો**—મહારાજ ! હું બીજા અન્નને શું કરૂં? પરમેશ્વરે મારા ભોજન માટે આ હોલોજ ઉત્પન્ન કર્યો છે, માટે મને આ હોલોજ આપો.

**રાજા**—ઓ પંખી ! હું તને આ શિબિ દેશનું આબાદ રાજ્ય આપું, અથવા તો તું કહે તે વસ્તુ આપું. આ શરણાગત હોલા વિના તારે જે માગવું હોય તે માગ.

**શકરો**—હે રાજા ! આ હોલો તમને તમારા શરીર જેવો વહાલો દેખાય છે. એના ઉપર તમને એટલો બધો સ્નેહ હોય, તો તમે તમારા શરીરમાંથી માંસ કાપીને, તેને ત્રાજવામાં હોલાની સામે મૂકીને, હોલાના જેટલું વજનમાં થાય એટલું મને આપો. એથી મને સંતોષ થશે.

રાજાએ તુરત ત્રાજવું મંગાવી, હોલાના શરીર જેટલું પોતાના શરીરમાંથી માંસ કાપી કાઢીને હોલાની સામે ત્રાજવામાં મૂક્યું; પણ તે વજનમાં ઓછું થયું. ફરી બીજું કાઢીને ઉમેર્યું, તોપણ તે ઓછું થયું. એમ કરતાં કરતાં આખરે રાજા પોતે ત્રાજવામાં ચઢી બેઠો, અને બોલ્યો, આ લે મારો દેહ ! આ શબ્દો સાંભળતાંજ શકરાએ અને હોલાએ પોતાનાં રૂપ બદલી નાખ્યાં. શકરો બોલ્યો, હે ધર્મજ્ઞ રાજા ! હું ઇંદ્ર છું, અને આ હોલો **અગ્નિદેવ** છે. તારી પરીક્ષા કરવા માટે અમે અહીં આવ્યા હતા. તારૂં શરીર અખંડ થઈ જાઓ, અને તારી કીર્તિ સર્વ લોકોમાં પ્રકાશો ! જબરાના જુલમથી નબળાનું રક્ષણ કરવું એ ધર્મ જેમ રાજાનો છે, તેમ દરેક માણસનો છે. નબળો આપણી મદદ શોધતો આવે ત્યારે તે આપવા

જોઈએ, એમાં તો કહેવુંજ શું? પણ જુલમ થતો આપણી નજરે પડે ત્યારે આપણે નબળાની મદદે વગર બોલાવે ધાઈને જવું, એ આપણી ફરજ છે; પણ સાધારણ રીતે શરણાગતનુંજ રક્ષણ કરવાનું કહેવાય છે; કારણ કે આ સંસારમાં નબળા–જબરાની નાની નાની લડાઈઓ અસંખ્ય થાય છે, તેમાં દરેકે દરેકને આપણે શોધતા જઈએ, તો પાર ન આવે. પણ મોટા મોટા જુલમો મટાડવા માટે તો નોતરાની વાટ નજ જોવી.

**નીતિશિક્ષણ.**
થોડા ફેરફાર સાથે.

---

અસંખ્ય—ગણી ન શકાય એટલી.
આર્યાવર્ત—વિંધ્ય અને હિમાલય પર્વતની વચ્ચેનો પ્રદેશ.
ધર્મજ્ઞ—ફરજ જાણનાર.
વિરોધ—ઉલટાપણું.
શરણાગત—રક્ષણ માટે આવેલો.

---

# પુસ્તક બીજું—ભાગ ૨.

## પાઠ ૩૭. आदिनाथ.

**નાભિ** અને **મરૂદેવીના** પુત્ર **ઋષભદેવજી** જૈન ધર્મના આદિ તીર્થંકર છે, અને તે **આદિનાથ** અને **આદીશ્વર** ભગવાનને નામે પ્રસિદ્ધ છે. ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામી ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં થયા. તે પહેલાં ઘણાં વર્ષ અગાઉ ઋષભદેવજી થઈ ગયા કહેવાય છે. એમનું ચરિત્ર પ્રસિદ્ધ જૈન વિદ્વાન હેમચંદ્રે લખ્યું છે, અને એ ઉપરથી ઋષભદેવજીએ રાજા અને ધર્મોપદેશક તરીકે લોક ઉપર કેવો ઉપકાર કર્યો છે એ જણાય છે. એમણે જંગલી લોકના લગ્ન સંબંધી રિવાજમાં સુધારો કર્યો, એ લોકને

જુદી જુદી કળાઓ શીખવી, તેઓમાં રાજ્યવ્યવસ્થા દાખલ કરી અને આત્માના કલ્યાણનો ઉત્તમ બોધ બધે ફેલાવ્યો. કહે છે કે અસલના જંગલી લોકોમાં માંહોમાંહે ભાઈબેન પરણતાં, તે રિવાજ પ્રથમ ઋષભદેવજીએ બદલ્યો. પોતે સુમંગલા અને સુનંદા



શેત્રુંજા ઉપરનું આદિનાથનું દહેરૂં.

નામે બે પરકુટુંબની કન્યાઓને પરણ્યા, અને ત્યારથી લોકમાં પારકાએ આપેલી કન્યા પરણવાનો રિવાજ દાખલ થયો. લોકો જંગલી દશામાં એક બીજા સાથે લડતા, તેમને એમણે લડતા અટકાવ્યા, તથા વિનીત એટલે નિયમમાં રહેનારા કર્યા, અને તેથી એમણે વસાવેલી નવી નગરીનું નામ વિનીતા અથવા અયોધ્યા પડ્યું. એમણે હાથી, ઘોડા, રથ, તથા પાયદળની ચતુરંગ સેના રચી; મંત્રીઓ અને સેનાપતિઓ નીમ્યા; તથા ચોરી વગેરે ગુના અટકાવવા માટે રક્ષકો સ્થાપ્યા. ગાય, બળદ, ઊંટ, ભેંસ, પાડા, અને ખચ્ચરનો ઉપયોગ પણ એમણે દાખલ કર્યો.

તે વખતના લોકને રાંધતાં આવડતું ન હતું. તેઓ ધઉંચણાને મળતી કેટલીક વગડાઉ વનસ્પતિ તથા બીજાં એની મેળે થતાં કંદમૂળ ખાઈને જીવતા. પણ કાચું ધાન્ય એમનાથી જેરવી શકાતું નહિ, તેથી તેને ચોળી ફોતરાં કાઢી નાખીને ખાવાનું બતાવ્યું. પણ કઠણ કંદમૂળ એ રીતે પચાવી શકાતાં નહિ, તેથી એને માટે હાથથી ઘસી પાણીમાં પલાળી ખાવાની યુક્તિ બતાવી. પણ એટલાથી બરાબર કામ ન ચાલ્યું. ત્યારે મુઠીમાં કે બગલમાં રાખીને શરીરની ગરમીનો બાફ લગાડીને ખાવાની સૂચના કરી. તેવામાં એક વખત વૃક્ષની શાખાઓ એક બીજા સાથે ઘસાવાથી એમાંથી અગ્નિ ઊઠ્યો. એને પ્રથમ તે જંગલી લોકો પકડવા ગયા. એથી દાઝ્યા, અને ભયભીત થઈ રાજા પાસે આવી કહેવા લાગ્યા, કે વનમાં કોઈક નવીન ભૂત ઉત્પન્ન થયું છે. રાજાએ એમને ધીરજ આપી અને કહ્યું, કે જાઓ, એની આસપાસનું ઘાસ દૂર કરો, અને પછી એની અંદર કંદમૂળ નાખજો. તેઓએ તેમ કર્યું, પણ કંદમૂળ બળી જવા માંડ્યાં, ત્યારે રાજાએ એક માટીનો ગોળો મંગાવ્યો. અને પોતે જે હાથી ઉપર બેઠા હતા, એના કુંભસ્થળ ઉપર મૂકીને એનું વાસણ બનાવ્યું, અને એમાં લોકને રાંધતાં શીખવ્યું.

ઋષભદેવજીએ સર્વ કારીગરોમાં પ્રથમ કુંભાર ઉભા કર્યા; પછી લોકનાં ઘર બાંધવા માટે સુથાર તૈયાર કર્યા; તથા ઘર ચીતરવાને ચિતારા, લુગડાં વણવા માટે વણકરો, અને હજામત માટે હજામો બનાવ્યા. ખેતી, વેપાર, વગેરે ઉદ્યોગ ઉત્પન્ન કર્યા, રાજ્યવહીવટની તથા ઇન્સાફની પદ્ધતિઓ રચી, તથા લિપિ, ગણિત, વૈદક, ધનુર્વિદ્યા, વગેરે શાસ્ત્રો બનાવ્યાં. લોકને માબાપ, ભાઇબેન, વગેરેના સંબંધ સમજતા કર્યા.

એક વખત વસંત ઋતુમાં લોક અનેક તરેહના વિલાસ ભોગવી રહ્યા છે, એ જોઈ ઋષભદેવજીને વિચાર થઈ આવ્યો કે દુનિયાના

વિષયમાં ડૂબેલા મનુષ્યોને ધિક્કાર છે ! તેઓ પોતાના આત્માનું ખરૂં હિત સમજતા નથી. પછી તેમણે પોતાના પુત્ર **ભરતને** બોલાવીને કહ્યું, કે: હે પુત્ર. તું આ રાજ્ય ગ્રહણ કર. અમે તો હવે જગતને બોધ દેવાને નીકળી પડીશું. એમ કહી **ભરતને** ગાદી સોંપી પોતે ઘણા આર્ય અનાર્ય દેશોમાં યતિ થઈને ફરવા માંડ્યું. એમણે જ્ઞાનનો, અહિંસાનો, સત્યનો, બ્રહ્મચર્યનો, તથા ચોરી ન કરવાનો ઉત્તમ બોધ લોકમાં ફેલાવ્યો. વળી સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો, અને શ્રાવિકાઓ, એ રીતે ચાર અંગનો ધર્મસંઘ સ્થાપ્યો. એમાં પ્રથમ એમનાં પોતાનાંજ છોકરાં દાખલ થયાં, અને પછી બહારનાં માણસો પણ ભળવા લાગ્યાં.

આ પ્રમાણે એક ઉત્તમ રાજા અને ધર્મોપદેશક તરીકે લોકનું કલ્યાણ કરી **ઋષભદેવજી** નિર્વાણ પામ્યા.

---

આદિ—પહેલા.
કુંભસ્થળ—હાથીના માથાનો કાનની પાસેનો ઉપલો ભાગ; ગંડસ્થળ.
ચતુરંગ—ચાર અંગ-બળવાળી.
તીર્થંકર—જૈન ધર્મના મોટા અવતારી આચાર્ય.
ધનુર્વિદ્યા—બાણ મારવાની વિદ્યા.
ધર્મસંઘ—ધર્મમંડળ.
ધર્મોપદેશક—ધર્મનો બોધ કરનાર.
નિર્વાણ—મોક્ષ; શાંતિ.
હેમચંદ્ર—સિદ્ધરાજ અને કુમારપાળના વખતના એક પંડિત. તે મૂળ ધંધુકાના વાણીઆ હતા.

---

## પાઠ ૩૮. ગૌતમ બુદ્ધ.

જગત આજ જેને બુદ્ધ એટલે જાગેલો, જ્ઞાન પામેલો, એવા નામથી ઓળખે છે, તે મહાપુરૂષ ઇ. સ. પૂર્વે પાંચસેંક વર્ષ ઉપર કાશીની ઉત્તર તરફ ગંગા અને હિમાલય વચ્ચેના પ્રદેશમાં કપિલવસ્તુ નામે નગરમાં ત્યાંના રાજાને ઘેર જન્મ્યો હતો. નાન-

પણથીજ એનામાં અસાધારણ વિચારશક્તિ હતી. એ દુનિયાદારીનું સ્વાર્થી સુખ ભોગવવાને જન્મ્યો ન હતો. લોકનાં ઘડપણ, મંદવાડ અને મરણ જોઈ એને દયા આવતી, અને એને ખાતરી થઈ ગઈ કે સંસાર દુ:ખથી ભરેલો છે અને ક્ષણભંગુર છે. આ વિચારે તેના મન ઉપર એટલી બધી અસર કરી, કે એક દહાડો મધરાતે આ રાજકુંવરાઉઠયો, અને સંસાર છોડી જ્ઞાનની શોધમાં એકદમ નીકળી જવાને તૈયાર થયો. પાસે એની પત્ની **યશોધરા** અને બાળક પુત્ર **રાહુલ** સૂતાં હતાં. **યશોધ-રાને** જગાડવી? જગાડીને શું? **યશો-ધરા** જગતના સુખમાં ડૂબેલી એ સંસારત્યાગનો અર્થ શી રીતે સમજી શકે? જતાં જતાં **રાહુલને** તેડવાનું મન થયું, પણ એના માથા ઉપર **યશોધરાનો** હાથ પડ્યો હતો, અને એ ખસેડવા જતાં **યશોધરા** જાગી ઊઠે. તેથી આખરે હૃદયની બધી વૃત્તિઓ દબાવી રાજકુંવર મહેલ છોડી ચાલ્યો ગયો.



ગૌતમ બુદ્ધ.

પ્રથમ એણે દેહકષ્ટ કર્યું, તથા વિદ્વાનોના વાદવિવાદ સાંભળ્યા. પણ એકે રીતે એને સંતોષ ન થયો. છેવટે એ માર્ગોથી કંટાળી એક પીપળાના ઝાડ નીચે ઊંડો વિચાર કરતો બેઠો, અને ત્યાં એને જગતના દુ:ખનું કારણ તથા એ દુ:ખનો ઉપાય નજરે પડ્યાં. એને નિશ્ચય થયો કે વિષયની તૃષ્ણા એજ સર્વ દુ:ખનું કારણ છે, માટે એ તૃષ્ણા મટે તો નિર્વાણ એટલે શાંતિ પ્રાપ્ત થાય. એને જણાયું

કે આ શાંતિ જેમ દુનિયાની મોજમઝાથી મળતી નથી, તેમ દેહકષ્ટથકી પણ મળતી નથી. મધ્યમ માર્ગજ ખરો માર્ગ છે. જગત ક્યાંથી ઉત્પન્ન થયું, અને કોણે ઉત્પન્ન કર્યું, ઇત્યાદિ સંબંધી વાદવિવાદ કરવાને બદલે સદાચારે ચાલવું એજ ખરૂં જરૂરનું છે.

ગૌતમ બુદ્ધ જગતને ઉપદેશ કરવાને ફરતા હતા, તેવામાં એક જુવાન સ્ત્રી પોતાનું મુએલું બાળક હાથમાં લઈને એમની પાસે આવી અને બોલી, ભગવાન, આ મારા બાળકને જીવતું કરો. ગૌતમ બુદ્ધે જવાબ દીધો, બાઈ, કરૂં, પણ તું જરા મુઠી ભરીને રાઈ લઈ આવ. આજ સુધીમાં જેને ઘેર કોઈ મરી ન ગયું હોય તેવાને ઘેરથી લાવજે. પેલી બાઈ ઘેરઘેર ભટકીને બુદ્ધ પાસે પાછી આવી, અને કહ્યું, ભગવાન, મને રાઈ ન મળી. એક પણ ઘર એવું નથી, કે જ્યાં આજ સુધીમાં કોઈ ને કોઈ મરી ગયું ન હોય. પછી બુદ્ધે એ બાઈને જ્ઞાનનો ઉપદેશ કર્યો.

એક દિવસ એક માણસ દિશાઓને નમસ્કાર કરતો હતો. એને બુદ્ધે પૂછ્યું, ભાઈ, આ શું કરો છો ? એણે જવાબ દીધો, મારા બાપે જે પ્રમાણે કરવાનું કહ્યું છે તે પ્રમાણે કરૂં છું. બુદ્ધે જોયું કે આ માણસ ગાડરીઆ પ્રવાહમાં ચાલ્યો જાય છે અને એને ખરૂં જ્ઞાન નથી, તેથી એમણે એને બોધ કર્યો કે તારાં માતપિતા એ તારી પૂર્વ દિશા; ગુરૂ તે દક્ષિણ; બૈરાંછોકરાં તે પશ્ચિમ; મિત્રો ને સગાંવહાલાં તે ઉત્તર; ધર્માચાર્યો તે ઉપર; અને ચાકર નોકરો તે નીચે; એમ દિશાઓ સમજ. એમ કહી એને માબાપ, છોકરાં, ગુરૂ, શિષ્ય, ઇત્યાદિની પરસ્પર ફરજો શી છે એ બતાવી.

બુદ્ધે મનુષ્યમાત્રને નીચેનાં પંચશીળ પાળવાનો ઉપદેશ કર્યો. (૧) કોઈ પણ તરેહની હિંસા કરવી કે કરાવવી નહિ; (૨) કોઈ પણ વસ્તુ ચોરવી કે ચોરાવવી નહિ; ( ૩ ) પરસ્ત્રીનો સંગ ન

કરવો; (૪) કોઈ પણ પ્રકારે અસત્ય બોલવું નહિ; અને (૫) માદક પદાર્થોથી દૂર રહેવું. ભિક્ષુઓને માટે બીજા કેટલાક વિશેષ નિયમો કર્યા.

---

ગાડરીઓ પ્રવાહ—ગાડર એટલે ઘેટાંની માફક એકે કર્યું તેમ બીજાએ કરવું એવી જે રીત તે.
દેહકષ્ટ—કાયાને દમવી તે.
પંચશીળ—સદાચારના પાંચ નિયમ.
માદક—જેમાં કેફ હોય તેવા.
ક્ષણભંગુર—જેનો પળ વારમાં નાશ થાય એવું.

---

## पाठ ३९. फिरोजशाह.

એક વિદ્વાને કહ્યું છે કે યુદ્ધના વિજયો કરતાં શાંતિના વિજયો ઉતરતા હોતા નથી. જે યોદ્ધાઓ લડાઈના મેદાનમાં વિજય મેળવે છે, અને તેમાં પણ વિશેષે કરીને જેઓ સ્વદેશ ખાતર, ધર્મ ખાતર, કે ન્યાય ખાતર રણે ચઢ્યા હોય છે, તેઓનાં યશસ્વી નામ ઇતિહાસમાં બેશક પ્રકાશવા લાયક છે; પણ જેઓ લોકના કલ્યાણ માટે હંમેશાં કામ કરે છે, અને એ કામમાં જય મેળવે છે, તેઓની કીર્તિ જરા પણ ઓછી તેજસ્વી નથી. હિંદુસ્તાનના ઈતિહાસમાં અશોક અને હર્ષ-વર્ધન શીલાદિત્ય પછી આ બીજી તરેહની કીર્તિવાળો પહેલવહેલો રાજા ફિરોજશાહ તઘલખ થયો. ફિરોજશાહની મા દીપલપુરના રજપુત રાજાની કુંવરી હતી. એમ કહેવાય છે કે એના પિતાએ એને સુલતાન સાથે પરણાવવાની ના કહી, તેથી મુસલમાનો એના રાજ્યને હેરાન કરતા હતા, અને પ્રજાની એ હેરાનગતી મટાડવા માટે કુંવરીએ સુલતાનને પરણવાની ઇચ્છા બતાવી અને પરણી. માના ઘણા ગુણ છોકરામાં આવે છે, એ નિયમ પ્રમાણે ફિરોજ-શાહમાં પણ લોકનું હિત કરવાની જોરાવર લાગણી આવી હતી.

આ ન્યાયી અને ધર્મિષ્ઠ રાજાએ મહંમદ તઘલખે જે જે માણસો ઉપર જુલમ કર્યો હતો, તેમને બનતો બદલો વાળી આપીને એમની પાસેથી સંતોષ પામ્યાનાં લખાણ કરાવી લીધા, અને તે સર્વેને મહંમદની કબરમાં મૂક્યાં.

ફિરોજશાહની પહેલાંના પાદશાહ મહંમદ તઘલખે ખેડુતોને તગાવી ધીરવાનો રિવાજ દાખલ કર્યો હતો, પણ એના વખતમાં કરનો બોજો એવો ભારે હતો, કે તેઓને માથે રાજ્યનું દેવું ઘણું થઈ ગયું હતું. ફિરોજશાહે એના વજીરની સલાહથી એ બધું દેવું માંડી વાળ્યું, અને એ બાબતના સરકારી દસ્તાવેજો બાળી મૂક્યા. વેરો ઘટાડી કુરાનમાં કહેલો છે તેટલોજ રાખ્યો, અને પ્રજા પાસેથી કોઈ અમલદાર જોરજુલમથી નાણાં કઢાવે તો તે માટે ભારે શિક્ષા ઠરાવી. આથી રૈયત પૈસાદાર થઈ, એમનાં ઘરબાર ધનધાન્ય, સરસામાન, ને ઘોડાઓથી શોભવા લાગ્યાં. એક પણ સ્ત્રી એવી ન હતી કે જેને ઘરેણાં ન હોય, અને એવું એક ઘર ન હતું કે જેમાં સારા પલંગ, બિછાનાં, અને દિવાનખાનાં ન હોય. આખા દિલ્હીના રાજ્ય ઉપર ખુદાની મહેરબાની વરસતી હતી.

ખુદાની મહેરબાની વરસે એમાં નવાઈ પણ નહિ ! ફિરોજશાહે નહેરો, બંધો, પૂલો, કિલ્લાઓ, મસીદો, મદ્રેસાઓ, સરાઓ, વગેરે બધાં મળીને ૮૪૫ નવાં લોકોપયોગી કામો કર્યાં હતાં. તેણે જમના અને સતલજ નદીમાંથી નહેરો કાઢી. તેમાંની જમનાની નહેર બસેં માઈલ લાંબી હતી, અને તે આજ પણ એટલા લાંબા દેશને પાણી પુરૂં પાડે છે. આ નહેરો ઉપર હોશિયાર ઇંજનેરો રાખવામાં આવ્યા હતા. તેઓ ચોમાસામાં રેલથી એનો કાંઠો ભાંગે તૂટે એ તપાસતા, અને સરકારને જાહેર કરતા. આથી જમીન ઘણી ફળદ્રુપ થઈ, અને ઋતુ ઋતુના પાક ઉતરવા લાગ્યા. ફિરોજ-

શાહને બગીચાનો ઘણો શોખ હતો. ખાસ દિલ્હીની આસપાસ બારસેં અને તેજ પ્રમાણે બીજે ઘણે ઠેકાણે બગીચા રચાવી તેણે દેશની ઉપજ વધારી. કહે છે કે એ બગીચાઓમાં સાત તરેહની તો કાળી અને ધોળી દ્રાક્ષો થતી, અને ફક્ત એના વેચાણમાંથી તિજોરીને વર્ષે



ફિરોજશાહની કબર.

દહાડે એક લાખ રૂપીઆનો નફો થતો. વળી પડતર જમીન ખેડાણમાં લીધી, તેથી પણ ઉપજ આવવા લાગી, અને તે ઉપજ વિદ્યાના ઉત્તેજનમાં અને ધર્માદા ખર્ચમાં વપરાતી.

ફિરોજશાહે પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યા એટલુંજ નહિ, પણ એની પ્રજાના પિતા જેવો હતો. ગરીબ અને બીન-

રોજગાર માણસને એ આશ્રય આપતો. બાપ ઘરડો થયો હોય તો છોકરાને નોકરીમાં રાખતો, અને ઘરડા નોકરોને પાળતો. વળી નિર્ધન મુસલમાનોને ધન આપી પરણાવી આપતો. રાજ્ય તરફથી તેણે ધર્માદા દવાખાનાં ઉઘાડ્યાં હતાં. પોતાના રાજ્યમાં એણે મૂર્તિપૂજા સખ્ત બંધ કરી હતી, તોપણ હિંદુઓ તરફ એ સામાન્ય રીતે દયાભાવ રાખતો, અને તેઓને કનડતો નહિ.

ફિરોજશાહને આ સઘળાં યશસ્વી કામમાં મદદ દેનાર તેનો નીમકહલાલ અને કાબેલ વજીર મકબુલખાન કરીને હતો. એ વજીર તૈલંગણનો એક સારા કુળનો હિંદુ હતો, અને પાછળથી મુસલમાન થયો હતો. ફિરોજશાહ બે બે ત્રણ ત્રણ વર્ષ દિલ્હી છોડી દૂર લડાઈએ ગયો હતો, તે વખતે આ નીમકહલાલ વજીરને લીધેજ રાજ્ય શાંતિમાં અને આબાદીમાં ચાલતું હતું, અને ફિરોજશાહની ગેરહાજરી જણાઈ આવતી ન હતી.

---

| | |
|---|---|
| વિજય—ફતેહ. | સરા—વટેમાર્ગુઓને ઉતરવાની ધર્મશાળા. |

---

## પાઠ ૪૦. મીરાંબાઈ.

મીરાંબાઈની કવિતાથી અજાણી કોઈકજ સ્ત્રી હશે, કેમકે તેની કવિતા મધુર, કોમળ, અને રસીલી હોવાથી તે શીખવાનું સૌને મન થાય છે. ભક્તિ વિષે આવી ઉંચા પ્રકારની કવિતા કરનાર મીરાંબાઈનું ચરિત્ર જાણવા લાયક છે.

મારવાડમાં આવેલા મેડતાના જયમલ રાઠોડને ઘેર મીરાંબાઈનો જન્મ સંવત ૧૪૮૦ની સાલમાં થયો. તેના જેવી રૂપવંતી કુંવરી આખા રજપુતસ્તાનમાં ન હતી, તેથી મેવાડના પ્રખ્યાત

કુંભારાણાએ તેને પોતાની રાણી તરીકે પસંદ કરી. કુંભારાણા સાથે **મીરાંબાઈનું** લગ્ન સંવત ૧૪૯૫માં થયું.



**મીરાં**બાઈ.

**મીરાંબાઈનો** પિતા **જયમલ** વિષ્ણુભક્ત હતો. પિતાના વર્તનની અસર સ્વાભાવિક રીતે **મીરાં**બાઈને થઈ હતી. તેનો પતિ કુંભારાણો પણ કવિતા કરી જાણતો હતો. સાસરે આવ્યા પછી ધણીધણિઆણીનો ઘણો વખત કવિતા રચવામાં ને ગાવામાં જતો; પરંતુ આગળ જતાં બંનેના મતમાં ને રહેણીકરણીમાં ફેર પડતો ગયો. કુંભારાણાનું કુટુંબ શિવમાર્ગી હતું, તેથી સાસુસસરા તેને પોતાના મતમાં લાવવાનો યત્ન કરતાં. પોતાનું મત સ્થાપન કરવા સારૂ **મીરાં**બાઈ તેમની સાથે વાદવિવાદ કરતી. ધીમે ધીમે તેનું મન સંસાર ઉપરથી ઊઠવા લાગ્યું. તે કહેતી કે ઈશ્વર તરફ ભક્તિ-

ભાવ રાખ્યા સિવાય આ જગતનું કે પેલી દુનિયાનું સુખ મળી શકનાર નથી. સંસારમાં રહીને પ્રભુભક્તિ કરવી, અને સંસારની ફરજો પણ બજાવવી એવું તેનું મત હતું.

સંસારનાં કાર્યો કરતાં ઈશ્વરની ભક્તિ તરફ જેમ **મી**રાંબાઈનું વલણ વધારે થતું ગયું, તેમ તે વધારે ને વધારે વખત ભજન કરવામાં ગાળવા લાગી. તેનો કંઠ કોયલના જેવો હતો, અને તેનું ગાયન ઉંચા પ્રકારનું હતું, તેથી શ્રોતા જનો તેની વાણી સાંભળીને છક થઈ જતા. **ચિ**તોડના કિલ્લામાં એટલે મહેલમાં રહીને ભજન કરવા કરતાં કોઈ મંદિરમાં જઈને ભજન કરવાનું તેને વધારે ઠીક લાગ્યું. રાજમાતાએ તેને અટકાવવા માટે કહેલાં વચન વ્યર્થ ગયાં, ત્યારે તેને ઘરમાંથી રજા આપી. કુંભારાણાએ તેને ખાવા પીવાનો જુદો બંદોબસ્ત કરી આપ્યો. **મી**રાંબાઈની પાકી શ્રદ્ધા અને ભક્તિની ખ્યાતિ ધીમે ધીમે આખા **હિં**દુસ્તાનમાં ફેલાવા લાગી.

**દિ**લ્હીના પાદશાહને કાને તેનું નામ જતાં તેણે તેને જોવાની અને તેનું ગાયન સાંભળવાની ઇચ્છા કરી; પણ એક રજપુત મહારાણીને જાહેર રીતે જોવાની માગણી કરવાથી રજપુતોનો જુસ્સો ઉશ્કેરાશે, એમ સમજીને તે અને તેનો ગવૈયો **સંન્યાસી**નો વેષ લઈ છાની રીતે **ચિ**તોડ આવ્યા. સાધ્વી સ્ત્રીના કંઠનાં મધુર ગાયનો સાંભળી પાદશાહના મન પર એટલી અસર થઈ, કે તે એકદમ ઊઠીને **મી**રાંબાઈને પગે પડ્યો, અને પોતાના પાપનો છુટકારો કરીને ઈશ્વરનો રસ્તો દેખાડવાની તેણે વિનંતી કરી. દસ લાખ રૂપીઆની કિંમતનો મૂલ્યવાન હાર કાઢીને તે બોલ્યો, **હે** માનવંતાં **મી**રાંબાઈ, આ નાની સરખી ભેટ દેવને પહેરાવવા માટે મહેરબાની કરીને સ્વીકારો.

ાદશાહ ને હારની વાત જાહેરમાં આવતાંજ કુંભારાણો બહુ ભરાયો. બાઈને મારી નાખવાનો કે તેનું મોં ન જોવાનો તેણે ય કર્યો, તેથી બાઈ સાદાં વસ્ત્ર પહેરીને મધરાતે નીકળી પડી. ત્તાં ભટકતાં વૃંદાવનમાં આવ્યા પછી તે જીવા ગોસાંઈ નામના ના સમાગમમાં રહી. ઉપદેશ અને જ્ઞાન મળ્યા પછી તેણે ્વિતાઓ રચી તે સર્વ ઠેકાણે ફેલાઈ. ચિતોડમાં તે શેરીએ એ ગવાવા લાગી. કુંભારાણાની ખાતરી થઈ, કે મીરાંબાઈએ . કુટુંબને ડાઘ લગાડવાને બદલે તાર્યું છે, તેથી તે વેષ બદલીને વન ગયો, અને મીરાંબાઈને મળીને તેની માફી માગવા લાગ્યો. ી મીરાંબાઈ ખુશી થઈને સ્વામી સાથે ચિતોડ ગઈ, અને તેની . આનંદથી રહેવા લાગી. તે છ માસ ચિતોડમાં રહેતી ને છ ા યાત્રાએ જતી. તેણે કેટલોક વખત દ્વારકા ને ડાકોરમાં ગાળ્યો , તે દરમિઆન ગુજરાતી ભાષામાં પણ ઘણી કવિતા કરી હતી.

---

વાન—કીમતી.
વાદ—તકરાર; ચર્ચા.
ભક્ત—વિષ્ણુની ભક્તિ કરનાર.
શિવમાર્ગી—મહાદેવનો ધર્મ માનનાર.
શ્રદ્ધા—આસ્થા.
શ્રોતા—સાંભળનાર.

---

## पाठ ४१. अकबर.

જે વખતે હુમાયુ રાજ વિનાનો થઈ ઉમરકોટના રાજાને મેમાન થઈ રહેલો હતો, તે વખતે તેની રાણી હમીદાએ પુત્રને જન્મ આપ્યો. આગળ જતાં જેણે રૂડી રીતે ય કરીને મોટી કીર્તિ મેળવી, તેજ એ અકબર હતો. એશિ- માં જે મહાન પાદશાહો થયા છે, તેઓમાં અકબર સૌથી

સરસ ગણાય છે. તે શરીરે રૂપાળો અને સ્વભાવે મળતાવડો તથા માયાળુ હતો. તે ઘણો બુદ્ધિમાન, ચપળ, અને જોરાવર હતો.

રાજ્ય વધારવામાં અને તે સારી રીતે ચલાવવામાં **અકબરે** જે



અકબર.

કુશળતા બતાવી છે, તે ખરેખર વખાણવા જોગ છે. તે ગાદીએ બેઠો ત્યારે રાજ્યમાં ગેરબંદોબસ્ત ઘણો હતો. સુબાઓ માથે ચઢી ભાગ્યા હતા, સરદારો ગમે તેમ વર્તતા હતા, અને રાજયનો વિસ્તાર પણ ઘણો ઘટી ગએલો હતો. મુસલમાન અને હિંદુ વચ્ચે ઘણું વેર ચાલતું હતું, બળ કરતાં સગાઈ, મિત્રાચારી, અને યુક્તિ વધારે કામ કરશે, એમ ધારીને તેણે હિંદુ રાજાઓ તથા ઠાકોરોને મોટા અધિકાર આપ્યા. **જોધપુરના** રાજાની કુંવરીને પટરાણી કરી, અને જયપુરના રાજાની કુંવરીને પોતાના પાટવી કુંવર **જહાંગીર** સાથે પરણાવી. રાજા **ટોડરમલને** હિંદુ પ્રધાન નીમી તેને જમાબંધી કરવાનું કામ સોંપ્યું. શૂરો, હાજરજવાબી, અને કવિતામાં કુશળ એવો **બીરબલ** નામે એક હિંદુ હતો, તેને સરદાર બનાવ્યો. રાજા **ભગવાનદાસ** અને રાજા **માનસિંહ** લશ્કરના સરદાર થઈને જીત મેળવતા. મુસલમાનોમાં વિદ્વાન **અબુલફઝલ** વજીર હતો, અને તેનો ભાઈ **ફૈઝી** એવો પંડિત હતો કે તેણે સંસ્કૃતમાંથી હિંદુશાસ્ત્રોનાં ફારસીમાં ભાષાંતર કર્યાં હતાં. આ ઉપરાંત **આઝમ**, **અજીજ**, **ખાનખાનાન**, વગેરે બીજા કેટલાક લાયક સુભટો ને સામંતો હતા.

જાતે મુસલમાન છતાં **અકબર** સર્વ ધર્મને માન આપતો, અને
ધર્મના પંડિતો ભેગા કરી તેમના ધર્મમાં ખરું તત્ત્વ શું છે, તે
ાુવાનો યત્ન કરતો. હિંદુ મુસલમાનના જુદા જુદા પંથવાળા
જ જૈન, પારસી, ખ્રિસ્તી, વગેરે ધર્મના આચાર્યો તેના દરબા-
. આવતા અને પોતપોતાના ધર્મની સરસાઈ બેધડકપણે કહેતા.
પ્રજાના સુખને માટે **અકબરે** જે અનેક ઇલાજ લીધા હતા
। તેની વધારે ખ્યાતિ થઈ હતી. રાજા ટોડરમલ પાસે જમીન-
માપણી કરાવીને તેમાં જે ઉત્પન્ન થાય તેનો ત્રીજો ભાગ અથવા
બદલે ઠરાવેલું રોકડ નાણું સરકાર લે એમ ઠરાવ્યું. વળી જમીન
ર જે બીજા કર તથા હકસાઈ લેવાતાં તે બંધ કર્યાં, તેથી ખેડુત
ાની હાલત સુધરી. લડાઈમાં જે હિંદુઓ પકડાતા તેમને ગુલામ
ે વેચી દેવાનો રિવાજ ચાલતો હતો તે તેણે બંધ કર્યો. હિંદુઓ
ેથી જજીઆ વેરો, જાત્રાળુ વેરો, વગેરે કેટલાક કર લેવામાં
વતા હતા તે સૌ તેણે માફ કર્યા. હિંદુ સ્ત્રીઓમાં સતી થવાનો
.લે પતિની સાથે બળી મરવાનો રિવાજ ચાલતો હતો. સતી
ાને જે ઇચ્છતી ન હોય તે સ્ત્રીને પણ સગાંવહાલાંના દબાણથી
ી મરવું પડતું. તે દુષ્ટ અને પાપનું કામ છે, એમ ધારીને
ાબરે તે બંધ પાડ્યું. વિદ્યા હુન્નરકળાને ઉત્તેજન આપીને તેણે
ની આબાદીમાં વધારો કર્યો. પોતપોતાની વિદ્યા શીખવા માટે
; હિંદુ મુસલમાનોની જુદી જુદી શાળાઓ સ્થાપી હતી.
જાતના ગરીબ લોકોને માટે તેણે ઠેર ઠેર સદાવ્રત કાઢ્યાં હતાં.
**અકબરે** પોતાના પરાક્રમથી અને ચતુરાઈથી રાજ્ય ઘણું વધાર્યું
. તેનું ઉત્પન્ન વર્ષે ત્રીસ કરોડ રૂપીઆનું હતું. લોકપ્રિય
ે પ્રજાપાળક આ મહાન રાજા ૪૯ વર્ષ સુધી રાજ્ય
ાવીને સન ૧૬૦૫માં સ્વર્ગવાસી થયો.

જજીઆ વેરો—માથાવેરો.
જમાબંધી—જમીનનું મહેસુલ–આકાર નક્કી કરવો તે.
પટરાણી—મુખ્ય રાણી.
સામંત—સેનાપતિ; નાયક.
સુભટ—સારો લડવૈયો.
હકસાઈ—હક દાખલ જે કંઈ આપવું તે; દસ્તુરી.

## પાઠ ૪૨. નુરજહાં બેગમ.

આ પ્રખ્યાત બેગમના બાપનું નામ **મીરજા** ગ્યાસુદ્દીન હતું. તે વાખાનો માર્યો પોતાની ગર્ભવતી સ્ત્રીને તથા બાળબચ્ચાંને લઈ હિંદુસ્તાનમાં આવવા નીકળ્યો. લખવા વાંચવામાં, રાજદરબારી કામો કરવામાં, અને કવિતા બનાવવામાં તે ઘણો કુશળ હતો, તેથી અકબર પાદશાહે તેને મોટે દરજ્જે ચઢાવ્યો. નુરજહાંની મા પણ ભણેલી ગણેલી ને હુન્નરકળામાં પ્રવીણ હોવાને લીધે તેને પાદશાહના જનાનખાનામાં જવાની અને બેગમોને શીખવવાની પરવાનગી મળી. માની સાથે બાળ નુરજહાં પણ જનાનખાનામાં જતી.

બીજી શાહજાદીઓની સાથે નુરજહાંને કુરાને શરીફ શીખવ્યા પછી કવિતા બનાવવાનું અને ચિત્રવિદ્યાનું જ્ઞાન મળ્યું, તેમજ તેને ઘોડે બેસવાનું અને તીર મારવાનું કામ પણ શીખવવામાં આવ્યું. પાટવી કુંવર સલીમ કોઈ કોઈ વાર જનાનામાં મા પાસે જતો, ત્યારે નુરજહાં તેના જોવામાં આવતી. નુરજહાં જેમ મોટી થતી ગઈ તેમ તેનું રૂપ ઘણું ખીલવા લાગ્યું. રૂપવંતી ને ગુણવંતી નુરજહાંને માટે કોઈ લાયક વર ખોળી કાઢવાની પાદશાહને ચિંતા થઈ, કેમકે પાદશાહ તેને બહુ ચાહતો હતો.



નુરજહાં.

અલીકુલીબેગ નામનો એક ઇરાની તરુણ પાદશાહની નોકરીમાં મોટો દરજ્જો ભોગવતો હતો, તેની સાથે પાદશાહની ઇચ્છા પ્રમાણે નુરજહાંનું લગ્ન મોટી ધામધુમથી થયું. પાદશાહે અલીકુલીને બંગાળામાં જાગીર આપીને બર્દવાનનો સુબો બનાવ્યો, અને તેની બહાદુરી જોઈને તેને શેર અફગાનનો ખિતાબ આપ્યો. કેટલાંક વર્ષ પછી તે સ્વતંત્ર થઈને દંગો ફિસાદ કરવા લાગ્યો. અકબરના મરણ પછી જહાંગીર એવું નામ ધારણ કરીને સલીમ ગાદીએ બેઠો હતો, તેને આ સમાચાર મળતાંજ તેણે કુતબુદ્દીનખાનને બંગાળે મોકલ્યો. અલીકુલીબેગે તેને કપટથી મારી નાખ્યો. તે જોઈને તેના લશ્કરે અલીકુલીબેગને ઝટ કાપી નાખ્યો, અને નુરજહાંને કેદી તરીકે રાજધાનીમાં આણી.



જહાંગીર.

ચાર પાંચ વર્ષ કેદમાં વીત્યા છતાં નુરજહાંની દાદ કોઈએ લીધી નહિ, ત્યારે તેણે રેશમી રૂમાલ પર ભરતથી ભરેલી અરજી જહાંગીર પર મોકલી. તેની મતલબ એવી હતી, કે મને પહેલાંનો વખત યાદ આવે છે. જ્યારે હું શાહજાદીઓ સાથે રમતી, ત્યારે આપ પણ ત્યાં પધારતા, અને કોઇ વેળા મને દડી લઈ આવવા ફરમાન થતું. મારા ખાવીંદે નીમકહરામી કરી તેની તેને સજા મળી, પરંતુ હું બેકસુર છતાં ચાર વર્ષ થયાં કેદમાં સડ્યાં કરૂં છું.

વળી એક રૂમાલમાં સાચા મોતીથી ભરેલી કવિતા મોકલી, તેમાં પાદશાહ સાથે શાદી કરવાની તેણે ઇચ્છા દર્શાવી, તેથી જહાંગીરે ખુશી થઈને તેને કેદમાંથી છોડાવી અને તેની સાથે લગ્ન કર્યું.

હિંદની કોઈ પાદશાહજાદી કે રાણીને નુરજહાં જેવી મોટી આબરૂ મળી નથી, તથા તેના જેટલો રાજકાજમાં કોઈએ ભાગ પણ લીધો નથી. એના નામના સિક્કા પાડવામાં આવ્યા, રાજમહેલમાં તેનીજ સત્તા ચાલતી, તેનો પિતા મુખ્ય દિવાન થયો, અને ખરૂં જોઈએ તો આખા રાજ્યની લગામજ તેને હાથ હતી. જહાંગીરમાં કેટલાક અવગુણ હતા, તે નુરજહાંએ તજાવ્યા. તેની વખાણવા લાયક વ્યવસ્થાથી રાજ્યની જાહોજલાલીમાં ને મોટાઈમાં ઘણો વધારો થયો. વળી તેણે કરકસર કરીને રાજ્યના ખરચખુટણમાં ઘણો ઘટાડો કર્યો.

જેવી તે કામકાજમાં કુશળ હતી તેવી તે બહાદુરીમાં પુરૂષને હઠાવે એવી હતી. એક વાર તેણે જાતે વાઘનો શિકાર કર્યો હતો. વળી મહોબતખાન નામના સરદારે જ્યારે પાદશાહને કેદ કર્યો ત્યારે તેને છોડવવા માટે તે હાથી ઉપર બેસીને લડાઈમાં ઉતરી હતી.

---

કુરાને શરીફ—મુસલમાની ધર્મનું મુખ્ય પુસ્તક.
ખાવીંદ—ધણી.
જનાનખાનું—સ્ત્રીઓ રહેતી હોય તે જગા.
જહાંગીર—જગતને જીતનાર.
જાહોજલાલી—શોભા.
નુરજહાં—જગતનું તેજ—રૂપ.
પ્રવીણ—હોશિયાર.
શાહજાદીઓ—રાજકુંવરીઓ.
શેર—વાઘ.

## પાઠ ૪૩. સર ટોમસ રોની જહાંગીર સાથેની મુલાકાત.

ઇ. સ. ૧૬૦૫માં અકબર મરણ પામ્યો અને તેનો દીકરો જહાંગીર પાદશાહ થયો તે પહેલાં હિંદુસ્તાનમાં અંગ્રેજ વેપારીઓ આવ્યા હતા. એ વેપારીઓને મોગલ પાદશાહના અમલદારો તથા પોર્ટુગીઝ લોકો બહુ હેરાન કરતા હતા, અને છૂટથી ધંધો કરવા દેતા ન હતા. એથી તેમને માટે વેપારના હક મેળવવા, તથા તેમનું રક્ષણ થાય એવા કોલકરાર કરાવવા ઈંગ્લાંડના રાજા પહેલા જેમ્સે સર ટોમસ રો નામે એલચીને હિંદુસ્તાનના જહાંગીર પાદશાહ તરફ મોકલ્યો. સર ટોમસ રોએ પોતાની મુસાફરીનો હેવાલ લખ્યો છે, તે ઘણો વાંચવા લાયક છે. જહાંગીરના દરબાર વિષે અને તેના વખતની રાજ્ય-વ્યવસ્થા વિષે બહુ ઉપયોગી માહીતી એ હેવાલ પરથી મળે છે.


સર ટોમસ રો.

સર ટોમસ રો સને ૧૬૧૫ના જાન્યુઆરિ માસમાં હિંદુસ્તા-નમાં આવી પહોંચ્યો. પાદશાહના હુકમથી તેની આગતાસ્વાગતા સારી કરવામાં આવી, અને તેને માન આપવામાં આવ્યું. સુરત બંદરે ઉતરતાં ત્યાંના સુબાએ સર ટોમસ રોના સામાનની ઝડતી લેવા માંડી, અને કેટલોક માલ લઈ લેવા પ્રયત્ન કર્યો. દરીઆકાંઠે આવી ગેરવ્યવસ્થા ચાલતી હતી, અને કોઈ બોલતું ન હતું; પણ સર ટોમસ રો સામો થયો અને કહ્યું, કે હું મોટા સ્વતંત્ર રાજાનો એલચી છું, તેથી મારા અને મારા માણસોના સામાનને કોઈથી

અડકાય નહિ. પોતાનો માનમરતબો સાચવવાનો અને ઇંગ્લાંડના રાજાના પ્રતિનિધિ તરીકે પોતાની પદવી જાળવવાનો તેણે આગ્રહ રાખ્યો, તેથી મોગલ દરબાર પર સારી અસર થઈ, અને અંગ્રેજોની ઉંચી ગણના થવા લાગી.

સુરતથી દક્ષિણમાં થઈ બુરાનપુર અને ચિતોડ થઈ **સર ટોમસ રો અજમેર** જઈ પહોંચ્યો. રસ્તામાં કેટલાંક શહેરો ઉજડ થઈ ગએલાં અને કેટલાંક આબાદ હાલતમાં જોવામાં આવ્યાં. એવાં શહેરો વચ્ચેનો તફાવત બહુ નવાઈ જેવો લાગતો હતો. અકબરના મરણ પછી રાજ્યનો બંદોબસ્ત પડી ભાંગવા માંડ્યો હતો, રાજ્યના મુલકો સુબાઓને ઇજારે અપાતા, અને સુબાઓ લોકો પર જુલમ કરી પૈસા કઢાવતા હતા.

અજમેરમાં જહાંગીરનો મુકામ આવેલો હતો. અહીં પાદશાહ કને જઈ **સર ટોમસ રો**એ નજરાણાં રજુ કર્યાં; પણ જહાંગીરની જાહોજલાલી જોતાં તેને પોતાનાં જૂજ નજરાણાં ધરતાં શરમ આવી.

**સર ટોમસ રો** જહાંગીરના દરબારમાં લગભગ ત્રણ વર્ષ રહ્યો. જાહેર પ્રસંગોએ જહાંગીર તેને બહુ માનવાળી બેઠક આપતો. ખાનગી મુલાકાતોમાં પણ પાદશાહ તેને બોલાવતો, તથા તેની સાથે બહુ ઘરવટથી વર્તતો, અને ઠઠ્ઠામશ્કરી પણ કરતો. જહાંગીર ખાનગીમાં રાત્રે દારૂ પીતો ત્યાં પણ સર ટોમસ રોને બોલાવતો. એવે ઠેકાણે પણ જહાંગીર અસંખ્ય હીરા, માણેક, મોતી, વગેરે પહેરીને બેસતો, અને સોનાના રત્નજડિત જામ તેની અને દરબારીઓની આગળ મુકાતા. બેભાન થઈ ઢળી પડતાં સુધી જહાંગીર પીધે જતો. પછી એકદમ દીવા ઓલવી નાખતા, અને સર ટોમસ રોને અંધારામાં નીકળી જવું પડતું. દહાડે આ બનાવો

વિષે વાત પણ કરવાની દરબારીઓને મના હતી, અને કોઈ વાત કરે તો દારૂ પીવાના ગુના માટે જહાંગીર તેને સજા કરતો. જહાંગીર કોઈ વખત ક્રૂરતાથી વર્તતો, તોપણ **સર ટોમસ રો** કહે છે કે તે બુદ્ધિમાન હતો, અને સારા અંતઃકરણવાળો હતો. કળાનો તથા હુન્નરનો તેને શોખ હતો. તેના દરબારમાં ઈસુખ્રિસ્તનાં, તેમજ ઈંગ્લાંડનાં કેટલાંક રાજારાણીઓનાં અને ઉમરાવનાં ચિત્ર હતાં. પાદશાહ દરબારમાં હંમેશાં નિયમસર આવતો, અને સૌ લોકોને દરબારમાં આવવાની તથા દાદ સંભળાવવાની છુટ હતી.

જહાંગીરના જન્મદિવસે તેની તુલા થતી, તે ક્રિયા જોઈ **સર ટોમસ રોને** બહુ આશ્ચર્ય લાગ્યું. રત્નોથી, સોનાથી, રૂપાથી, કીનખાબથી, તેજાનાથી, ઘીથી, દાણાથી, એમ એક પછી એક જુદી જુદી વસ્તુઓથી પાદશાહની તુલા થતી, અને પછી તે પદાર્થો ઉમરાવોને અને બીજાઓને આપી દેવામાં આવતા.

જહાંગીર સવારીમાં ફરતો અને લડાઈએ જતો, ત્યાં પણ **સર ટોમસ રોને** સાથે લઈ જતો. **સર ટોમસ રો** કહે છે કે સવારીમાં બહુ દબદબો તેમજ બહુ અવ્યવસ્થા થતી. કીનખાબની અને રંગ રંગની કનાતો બંધાતી. પાદશાહના તંબુની કનાતથી અર્ધા માઈલનો ઘેરાવો થતો. મુકામ બહુ સારી રીતે ગોઠવાતો, પણ સવારી ઉપડવાની હોય ત્યારે બંદોબસ્ત સારો ન હતો. વાહન માટે જનાવર મળતાં નહિ, ગાડાં વખતસર ભરાતાં નહિ, અને કેટલાકને પાછળ રહી જવું પડતું.

જહાંગીરનો દરબાર ખટપટથી ભરપુર હતો, અને જેનું જોર ચાલતું હોય તેને લાંચ આપ્યા વિના કોઈનું કામ થતું નહિ. આ કારણથી **સર ટોમસ રોને** પોતાનો હેતુ પાર પાડવો બહુ મુશ્કેલ

પડ્યો. વલંદા તથા ફીરંગી લોકો અને જેસુઇટ પંથના પાદ-
રીઓ અંગ્રેજોની સામા હતા.

વળી જહાંગીરની માનીતી બેગમ નુરજહાં અને તેનો ભાઈ **અસોફખાં** તથા શાહજાદો **શાહજહાં** એ સૌ પણ તેની સામે હતાં, તેથી **સર ટોમસ રોથી** જહાંગીર પાસે કોલકરાર કરાવવાનું બની શક્યું નહિ. પરંતુ જહાંગીરે એટલું કર્યું કે પોતાના સુબાઓ ઉપર ફરમાન લખી મોકલી **સુરતના અંગ્રેજ** વેપારીઓ પાસેથી તેમણે ખોટી રીતે નાણાં કઢાવેલાં તે પાછાં અપાવ્યાં. જહાંગીરે ઇંગ્લાંડ-ના રાજા પર પત્ર લખી આપ્યો, તે લઈ **સર ટોમસ રો** પાછો ફર્યો.

---

જેસુઇટ પંથ—ખ્રિસ્તી ધર્મનો એક પંથ.
તુલા—એક પાસ પુરુષ અને બીજી પાસ કીમતી ધાતુ કે જવાહીર મૂકી તોલ કરવાની ધર્મક્રિયા.

---

## पाठ ४४. अक्षांश अने रेखांश.

ઉત્તર





દક્ષિણ

**ધનકોર**—બેનો, તમે હિંદુસ્તાનનો નકશો ઘણી વાર જુઓ છો, પણ તેમાં પૂર્વપશ્ચિમ ને ઉત્તરદક્ષિણ લીટીઓ કાઢેલી છે, તે શાની હશે તે તમારા જાણવામાં નહિ હોય.

**ચંચળ**—ના ધનકોર બેન, એ લીટીઓ શાની છે તે અમે જાણતાં નથી.

**ધનકોર**—એ લીટીઓની બરાબર સમજ પડવા માટે હું તમને પૃથ્વીનો ગોળો બતાવું છું. જુઓ, આ ગોળા ઉપર પણ પૂર્વપશ્ચિમ અને ઉત્તરદક્ષિણ લીટીઓ કાઢેલી છે. ગોળાની મધ્યમાં થઈને પૂર્વપશ્ચિમ જનારી આ લીટીને વિષુવવૃત્ત કહે છે. વિષુવવૃત્તની સમાંતર ઉત્તરમાં ને દક્ષિણમાં લીટીઓ દોરી છે તેને અક્ષાંશ કહે છે. વિષુવવૃત્તથી ઉત્તરમાં કે દક્ષિણમાં જેમ આગળ જઈએ તેમ અક્ષાંશની રેખાઓ નાની થતી જાય છે, તે એટલે સુધી કે છેક છેડા આગળ તે બિંદુરૂપ રહે છે.

**સમજુ**—તેનું કારણ શું હશે ?

**ધનકોર**—તેનું કારણ એ કે જેમ ઉત્તર ને દક્ષિણ તરફ જઈએ તેમ પૃથ્વીનો ભાગ નાનો થતો જાય છે. ઉત્તરના છેડાને ઉત્તર ધ્રુવ અને દક્ષિણના છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે. પૃથ્વીના ગોળાના ૩૬૦ ભાગ કરવામાં આવેલા છે તેને અંશ કહે છે. ઉત્તર ધ્રુવથી વિષુવવૃત્ત સુધી ગોળાનો ચોથો ભાગ થાય તેથી તેમાં ૯૦ અંશ આવે. એજ રીતે દક્ષિણ ધ્રુવથી વિષુવવૃત્ત સુધી પણ ૯૦ અંશ થાય છે. વિષુવવૃત્ત એ સૌથી મોટું અક્ષાંશવૃત્ત છે, તેની લંબાઈ એટલે પૃથ્વીનો પરિઘ આસરે ૨૪૯૦૦ માઇલનો છે, તેને ૩૬૦ વડે ભાગતાં ત્યાં આગળના એક અંશનું માપ ૬૯૩ માઇલ થાય છે. હવે નકશામાં જોઈને અમદાવાદ કેટલા અક્ષાંશ પર છે તે કહો જોઈએ.

**મણી**—એની ઉત્તર ભણીની લીટીને છેડે ૨૫ અને દક્ષિણ ભણીની લીટીને છેડે ૨૦ નો આંકડો લખેલો છે.

**ધનકોર**—ખરી વાત. એ બે લીટીઓની વચ્ચે પાંચનું અંતર છે, અને અમદાવાદ તેના અર્ધ કરતાં જરા ઉંચું છે, માટે તેના અક્ષાંશ આસરે ૨૩ કહી શકાય. હવે ગોળામાં જુઓ. અમ-

દાવાદની ઉત્તર બાજુએ નજીકમાંજ આ ટપકાંવાળી લીટી છે તે ૨૩½ અંશ બતાવે છે, એટલે એ લીટી વિષુવવૃત્તથી ઉત્તરમાં ૨૩½ અંશ દૂર છે એમ સમજવું. વિષુવવૃત્તની ઉત્તર બાજુનાને ઉત્તર અક્ષાંશ અને દક્ષિણ બાજુનાને દક્ષિણ અક્ષાંશ કહે છે. અક્ષાંશના અંક ગોળા ઉપરની લીટીઓને આપેલા નથી, પણ ગોળા ઉપર આ જે પિત્તળની કાંબી છે તે ઉપર તેના અંક માંડેલા છે. તમે **અમ**દાવાદને એ કાંબી તળે લાવો, અને કહો તેના અક્ષાંશ કેટલા છે.

**મેના**—તેના અક્ષાંશ ૨૩ છે.

**ધનકોર**—ઠીક. ખરો આંકડો ૨૩½ થાય છે. હવે આપણે ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી વિષુવવૃત્તને છેદીને જનારી જે લીટીઓ કાઢી છે તે વિષે વાત કરીએ. એ લીટીઓને રેખાંશવૃત્ત કહે છે. તેની સંખ્યા ૩૬૦ છે. અક્ષાંશ વિષુવવૃત્તથી શરૂ થાય છે, પણ રેખાંશવૃત્તની શરૂઆત જુદી જુદી પ્રજા પોતાની ઇચ્છામાં આવે ત્યાંથી કરે છે. આપણા જોશીઓ ઉજ્જનથી, ફ્રાન્સના લોક **પારિસથી**, અને અંગ્રેજ લોક લંડન પાસેના ગ્રીનિચ ગામથી રેખાંશ શરૂ કરે છે. આપણે અહીં ચાલતા ગોળા અને નકશા અંગ્રેજી ઉપરથી થએલા છે, માટે તેમાં રેખાંશ ગ્રીનિચથી ગણેલા છે. ગ્રીનિચથી પૂર્વ તરફનાને પૂર્વ રેખાંશ અને પશ્ચિમ તરફનાને પશ્ચિમ રેખાંશ કહે છે. રેખાંશના આંકડા વિષુવવૃત્ત ઉપર માંડેલા છે. માટે તમે **અ**મદાવાદના કેટલા રેખાંશ છે તે ગોળો જોઈને કહો.

**ચંચળ** ( ગોળો જોઈને )—બેન, **અ**મદાવાદ વિષુવવૃત્ત ઉપર નથી, તેથી તેના રેખાંશ શી રીતે કહેવાય !

**ધનકોર**—તમે બતાવેલી હરકત ખરી છે; પણ **અ**મદાવાદથી વિષુવવૃત્ત સુધી લીટી દોરતાં તે વિષુવવૃત્તને જ્યાં આગળ મળે ત્યાં આગળનો અંક **અ**મદાવાદના રેખાંશ બતાવશે. લીટીને બદલે પિત્ત-

ળની કાંબી તળે **અ**મદાવાદને લાવો, અને એ કાંબી વિષુવવૃત્તને જ્યાં મળે ત્યાંનો અંક નક્કી કરો એટલે **અ**મદાવાદના રેખાંશ નીકળશે.

**ચંચળ** (તેમ કરીને)—કાંબી મળે છે ત્યાં આંકડો માંડ્યો નથી, પણ આસપાસના અંક ઉપરથી આસરે ૭૨ રેખાંશ કહી શકાય.

---

| | |
|---|---|
| અક્ષાંશ—અક્ષ-(ઉત્તરદક્ષિણ અંતર) + અંશ–ભાગ. | રેખાંશ—રેખા ( લીટી ઉત્તર-દક્ષિણ જનારી)+ અંશ—ભાગ. |
| અંશ—ભાગ. | વૃત્ત—ગોળ લીટી. |
| પરિધ—ઘેરાવો. | સમાંતર—સરખે અંતરે. |

---

## પાઠ ૪૯. વા કે પવન.

આપણે દેવતા સળગાવીએ છીએ ત્યારે તેનો ધુમાડો ઉંચે ન જતાં પવનને લીધે ત્રાંસો જાય છે. કોઈ ગામમાં આગ લાગે છે તે વારે પવન છૂટે છે, અને આગ તરફ જોરથી વાય છે. એ પવન શાથી વાય છે ? એનું કારણ અગ્નિની ગરમી છે. ગરમીથી હવા પાતળી થઈ હલકી થાય છે, એટલે આસપાસની ઠંડી હવા ભારે હોઈ તેને નીચેથી દબાણ કરે છે, તેથી તે ઉંચે ચઢે છે. એમ થવાથી પવન વાવા માંડે છે. એજ પ્રમાણે સૂર્યના તાપથી પણ વા ઉત્પન્ન થાય છે. કોઈ પ્રદેશમાં એક ભાગમાંની હવા વધારે તપવાથી તે પાતળી ને હલકી થાય છે. એટલે આજુબાજુની ઠંડી ને ભારે હવા તે તરફ ધસી જાય છે, તેથી પવન છૂટે છે.

વા કે પવન ઘણા પ્રકારનો છે. દરીઆકિનારે રોજ બે પ્રકારનો નિયમિત વા વાય છે. દહાડે સૂર્યના તાપથી જમીન જેટલી તપે છે, તેટલું નદી કે દરીઆમાંનું પાણી તપતું નથી. તેનું કારણ એ કે જમીન કરતાં પાણીને ગરમી લેતાં ને પાછી ફેંકતાં વધારે વખત લાગે છે. એ કારણથી જમીન પરની હવા સમુદ્ર પરની

હવા કરતાં વધારે તપી પાતળી ને હલકી થાય છે, ત્યારે બપો
ત્રણ ચાર વાગતાં સમુદ્ર પરથી જમીન તરફ વા વાવા માંડે છે, અ
રાતે નવ દસ વાગતાં લગી વાય છે. પછી જમીન અને દરીઆ
ગરમી સરખી થઈ જાય છે એટલે તે બંધ પડે છે. એને ખારો પવ
કહે છે. મોડી રાતે જમીન છેક ઠંડી થઈ જાય છે, પણ દરીઆ
પાણીમાં ગરમી રહે છે. પાણીની ગરમીને લીધે તે ઉપરની હ



મોન્સુનનો પ્રવાહ.

વધારે હલકી બને છે; એથી સવારમાં પાંચ છ કલાકે જમીન ભણીથ
દરીઆ ભણી પવન વાવા માંડી નવ દસ વાગતા લગી વાય છે

પૃથ્વી પર એક જાતનો વા આખું વર્ષ હંમેશાં એકજ દિશાએથી વાય છે. તે વિષુવવૃત્તની બંને બાજુએ શુમારે ૩૦ અક્ષાંશ લગી વાય છે. વિષુવવૃત્તની થડમાંના પ્રદેશમાં સૂર્યનાં કિરણ સીધાં પડે છે, તેથી ત્યાંની હવા વધારે તપી ઉંચે વધે છે, અને ઉત્તર તથા દક્ષિણના પ્રદેશોમાંથી ઠંડી હવા વિષુવવૃત્ત તરફ ધસી જવાથી એ પવન વાય છે. એ વાને લીધે વહાણો હંકારવામાં મદદ મળે છે તેથી એને વ્યાપારવાયુ કહે છે.

હિંદુસ્તાન, ઇરાન, અરબસ્તાન, અને ચીનમાં નિયમિત પવન વાય છે, એને મોન્સુન કહે છે. મોન્સુન શબ્દ અરબી ભાષાના મોસમ શબ્દ પરથી થયો છે. એનો અર્થ ઋતુ થાય છે. સૂર્ય વિષુવવૃત્તની ઉત્તરે જઈ ઉનાળો બેસે છે, ત્યારે હિંદુસ્તાનમાં અતિશય તાપ પડી હવા તપવા માંડે છે. મે અને જૂન મહીનામાં એ તપેલી હવાને ઉંચે ધકેલી તેની જગાએ દક્ષિણ ભણીના સમુદ્ર પરની વરાળવાળી હવા આવે છે. એ પ્રમાણે પાંચ છ મહીના લગી થયાં કરે છે. એ પવન નૈર્ઋત્ય ભણીથી વાય છે. એમાંની વરાળ ટાઢી પડે છે એટલે વરસાદ વરસે છે.

શિઆળામાં એ પવનની દિશા બદલાય છે. સૂર્ય દક્ષિણે જવાથી તે ભાગ વધારે તપે છે, અને ત્યાંની હવા ગરમ થઈ ઉંચે જવાથી તે તરફ હિંદુસ્તાન, બ્રહ્મદેશ વગેરે ઉત્તરના મુલકોથી વા જાય છે. એ વા પાંચ છ મહીના લગી ઈશાન ખુણામાંથી વાય છે, અને સુકા તથા ઠંડા હોય છે.

ઉપર વાના જે પ્રકાર કહ્યા તે સિવાય આ પૃથ્વી પર અનેક જાતના વા એકાએક ઉત્પન્ન થાય છે, જેમકે વાવાઝોડું, આંધી, વંટોળીઓ, વગેરે. તે હવામાં એકાએક ફેર પડવાથી ઉત્પન્ન થાય છે. એ બધા અનિયમિત પવન કહેવાય છે.

---

આંધી—જે પવનથી આકાશ ધૂળથી છવાઈ જાય છે તે.

વટોળીઓ—ભમરાની પેઠે કુંડાળાં કરતો જોરમાં છૂટેલો પવન.

## पाठ ४६. जंगलो.

જે વખતે પૃથ્વી પર માણસની વસ્તી ઓછી હતી, તે વખતે તેનો ઘણો ભાગ જંગલોથી છવાએલો હતો; પરંતુ જેમ જેમ વસ્તી વધતી ગઈ, તેમ તેમ લોકોએ પોતાને વસવા માટે તથા ધાન્ય વગેરે પકવવા માટે ફળદ્રુપ જમીન પસંદ કરીને તે ઉપરનાં જંગલો કાપી નાખ્યાં. પરિણામ એ થયું કે જંગલો માત્ર ડુંગરો પર, તેમની તળેટીમાં, ડુંગરી જમીનમાં, કે જ્યાંનાં હવાપાણી ખરાબ હોય ત્યાંજ જળવાઈ રહ્યાં. ગુજરાતના જે ભાગમાં ઘાડી વસ્તી છે, તે ભાગમાં જંગલનું નામ પણ રહ્યું નથી; પણ બીજા ભાગોમાં કેટલાંક જંગલ જળવાઈ રહ્યાં છે; જેમકે કાઠિઆવાડમાં ગીરનું, ઉત્તર ગુજરાતમાં અંબાજી તરફનું, પૂર્વમાં લુણાવાડા, બારીઆ, ઉદેપુર, વગેરેનું, અને અગ્નિખુણામાં નાંદોદ, માંડવી, તથા સોનગઢ તરફનું જંગલ જાણીતું છે.

દુનિયામાં જે મોટાં જંગલો છે તેના મોં આગળ ગુજરાતનાં જંગલ કંઈ હિસાબમાં નથી. મલબાર કાંઠે, હિમાલયમાં, અને બ્રહ્મદેશમાં ઘણાં મોટાં જંગલ આવેલાં છે. મલબારી સાગના મોટા પાટડા તમે જોયા હશે. વળી જે મોલમીનનો એટલે બ્રહ્મદેશ તરફનો સાગ આવે છે તે પણ જંગી હોય છે. ગુજરાતના જંગલોમાં એવા ભારે સાગ થતા નથી. સાગ અને બીજાં ઘણી તરેહનાં ઇમારતી લાકડાં, જેવાં કે સીસમ, અબનુસ, સાદડ, બીઓ, હળદરવો, ખેર, વાંસ, એ સૌ જંગલોમાંથી આવે છે.

ગી તેમાંથી જળાઉ લાકડાં પુષ્કળ મળે છે. ઓસડોમાં વપરાતી રેહ તરેહની વનસ્પતિ પણ જંગલો પુરી પાડે છે. દાખલા રીકે હરડે, બેડાં, ગરમાળો, પીતપાપડો, સુનામુખી, નેપાળો, શળી, ગોખરૂ, વગેરે. ખેરસાર, કાથો, ગુંદર, લાખ, ચારોળી, ગેરે ઉપયોગી વસ્તુઓ જંગલની પેદાશ છે. જંગલની પેદાશ ડે હજારો લોકોની ઉપજીવિકા ચાલે છે.

જંગલ એ પ્રાણીઓનું ઘર છે. વાઘ, ચિત્તા, વરૂ, સાપ, નજગર, વગેરે વિકરાળ ને ઝેરી પ્રાણીઓ તેમાં વસે છે. રાની સો, રોઝ, હરણ, વગેરે જનાવરોનાં ટોળાં જંગલોની અંદર જ્યાં ત્યાં નજરે પડે છે. મોટાં જંગલોમાં સિંહ અને હાથીઓ રહે . માંસાહારી પ્રાણીઓને જોઈએ તેટલો શિકાર અને બીજાં ાણીઓને જોઈએ તેટલો ચારો જંગલમાં મળી આવે છે. ઠેકાણે કાણે પાણીનાં ઝરણ, ખાબોચીઆં, વહેળા, કે નદીઓ આવેલી ાય છે, તેથી જંગલોમાં પ્રાણીઓને કે પ્રવાસીઓને પાણીની ડચણ પડતી નથી. દુકાળ પડે તોપણ જંગલોમાં ભિનાશને લીધે ાડપાલો ને ઘાસ જળવાઈ રહે છે. જંગલોમાં ફળફળાદિની ખોટ ાતી નથી, તેથી અસંખ્ય પક્ષીઓ કુદાકુદ કરતાં જોવામાં આવે છે.

જંગલનો એક મોટો ઉપયોગ એ છે, કે તે વરસાદના પાણીને ળવી રાખે છે. વરસાદનું પાણી જમીનમાં ભરાય છે, અને રાળરૂપે હવામાં પાછું જાય છે કે નદીનાળાં વાટે દરીઆમાં વહી ાય છે. જો સઘળું પાણી સુકાઈ જાય કે વહી જાય, તો તેનો લાભ ાપણને મળે નહિ. પાણીને સુકવનાર સૂર્યની ગરમી છે. ઘીચ ાડીને લીધે જંગલની જમીન પર સૂર્યનો તાપ બહુ થોડો પડે છે, થી ત્યાંનું પાણી ઝાઝું સુકાવા પામતું નથી. વળી ઝાડોનાં મુળીઆં ને ઘાસ વગેરે ઝીણી વનસ્પતિ જમીનને પોચી કરે છે, તથા

પોતાને માટે પાણીને રોકી રાખે છે. ઘણી નદીઓ જંગલોમાં થઈને આવે છે, તેમને જંગલોમાં રોકાઈ રહેલું પાણી ઝરણો વાટે મળે છે. એ પાણી રાસતી મુલકમાં અનેક રીતે કામ આવે છે.

આ ઉપરથી તમારા જાણવામાં આવશે કે જંગલો ઘણાં ઉપયોગી છે, માટે તેમને કાપી નાખવાથી ભારે નુકસાન થાય છે.

---

અબનુસ—ટીમરવાના ઝાડનો ગર અથવા માંહેલો ભાગ સીસમ જેવો હોય છે તે.
ઉપજીવિકા—ગુજરાન.
ખેરસાર—ખેરના લાકડામાંથી કાઢે છે તે. એ ઉધરસ ઉપર વપરાય છે.
પ્રવાસી—મુસાફર.
મોલમીન—બ્રહ્મદેશનું એક શહેર છે.
રાસતી—વસ્તીવાળા.

## पाठ ४७. हिंदुस्तानमां वहेवारना मार्ग.

હિંદુસ્તાનમાં વહેવારના મુખ્ય રસ્તા ત્રણ જાતના છે; (૧) મોટી સડકો એટલે એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જવાને સારૂ બાંધેલા મોટા રસ્તા; (૨) રેલવે એટલે લોઢાની સડકો; અને (૩) કિનારા પર એક બંદરેથી બીજે બંદરે વહાણો તથા આગબોટો જવાના રસ્તા. એ સિવાય કાચી સડકો અને કોરા દિવસોમાં માત્ર ઉપયોગમાં આવે એવા રસ્તા આખા દેશમાં ઠામઠામ જોવામાં આવે છે. કેટલીક નદીઓમાં નાની આગબોટો અને હોડીઓ ચાલે છે, અને સરકારે ખેતોના ઉપયોગને માટે મોટી નહેરો ખોદાવી છે, તેમાંની કેટલીક નહેરોમાં થઈને હોડીઓમાં માલ અને ઉતારૂઓને લઈ જાય છે અને લાવે છે.

હિંદુસ્તાનમાં અંગ્રેજી અમલ જામતો ગયો, તેમ તેમ **મુંબઈ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી, આગ્રા, અલ્લાહાબાદ, કરાંચી,** વગેરે નગરો જુદા જુદા ઇલાકામાં અને પ્રાંતોમાં મુખ્ય શહેરો થઈ

ચાં. એ કારણથી એક શહેરથી બીજે શહેર જવા સારૂ સર-
રને સારી અને પાકી સડકો બંધાવવાની જરૂર પડી. એ સડકો
ગાડાં, મોટર ગાડી, વગેરે જઈ શકે છે.



મોટર ગાડી.

એવી એક મોટી સડક **મુંબઈથી** નીકળી **નાશક**, ધુળીઆ, દોર, અને **ગ્વાલીઅર** શહેરોમાં થઈ **આગ્રે** ગઈ છે. બીજી ડક કલકત્તેથી નીકળી **બનારસ** (કાશી), **લખનૌ**, **બરેલી**, અને .ાહોરમાં થઈ પેશાવર ગએલી છે. ત્રીજી સડક **મદ્રાસથી** નીકળી .છલીપટ્ટણ, **ગંજામ**, અને **કટકમાં** થઇને કલકત્તે જાય છે. ાથી સડક **પુનાથી** નીકળી **સતારા**, **બેલગામ**, **ધારવાડ**, અને ાંગલોરમાં થઈ **મદ્રાસ** ગએલી છે. એ ઉપરાંત એ મોટી ડકોની સાથે બીજી પુષ્કળ સડકો જોડાએલી છે.

આ દેશમાં સને ૧૮૫૩માં લોઢાની સડક બંધાઈ. એ વર્ષમાં ાર્ડ ડલહૌસી ગવર્નર—જનરલના હોદ્દા પર હતો. એના અમ-માં રેલવે બાંધવાના કામની શરૂઆત થઈ. **મુંબઈથી થાણા** લગી હેલવહેલી આગગાડી ચાલવા માંડી. **ગુજરાતમાં** આગગાડીની

શરૂઆત સુરત આગળથી થઈ. હમણા આપણા દેશમાં સાડત્રીસ હજાર માઇલ કરતાંએ વધારે લાંબો આગગાડીનો રસ્તો બંધાઈ ખુલ્લો મુકાએલો છે. એથી હવે ઘણાંક મોટાં શહેરોમાં આગગાડીમાં બેસીને જઈ શકાય છે, અને માલ મોકલી શકાય છે.

મુંબઈથી પેશાવર ૧૪૫૦ માઇલ, કલકત્તા (નાગપુરને રસ્તે) ૧૨૨૧ માઇલ, દિલ્હી ૮૬૫ માઇલ, અને મદ્રાસ ૭૯૪ માઇલ દૂર છે. આગગાડીને રસ્તે એ શહેરોમાં જતાં અનુક્રમે ૫૦,૪૫, ૨૮, અને ૩૩ કલાક લાગે છે. સાદી સડકની મુસાફરી કરતાં રેલવેની મુસાફરી વધારે સુખની છે, અને તેમાં ઓછો ખરચ પડે છે. આગગાડીના ત્રીજા વર્ગનો દર એક માઇલે માત્ર સાડા ત્રણ પાઈ છે. આગગાડીને રસ્તે માલ મોકલવાનો ખરચ પણ થોડો બેસે છે. એ કારણથી મીઠું, કાપડ, ધાન્ય, અને બીજી જણસો સસ્તે દરે આખા દેશમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલી શકાય છે.

હિંદુસ્તાનના પશ્ચિમ અને પૂર્વ કિનારા પર નાનાં મોટાં બંદરો ઘણા છે. તેઓમાં કરાંચી, મુંબઈ, ગોવા, મદ્રાસ, કલકત્તા, અને રંગુન, એ બંદરો મોટાં છે. કરાંચી અને રંગુન બંદરોની વચ્ચે પાણીને રસ્તે ૧૮૭૮ માઇલનું અંતર છે. એ બે બંદરો વચ્ચે આગબોટો અને મોટાં વહાણો હંમેશ ચાલે છે, અને લાખો રૂપીઆનો માલ તથા ઉતારૂઓ લઈ જાય છે અને લાવે છે.

સિંધુ, મેઘના, ગંગા, બ્રહ્મપુત્રા, હુગલી, ગોગ્રા, નર્મદા, અને તાપી નદીઓમાંની કેટલીકમાં ઘણા માઇલ લગી અને કેટલીકમાં થોડા માઇલ લગી વહાણો ચાલે છે. ગંગા નદીમાં અલાહાબાદ લગી અને બ્રહ્મપુત્રા નદીમાં સમુદ્રથી ઉપલાણે ઘણે દૂર સુધી આગબોટો ચાલે છે. નર્મદા અને તાપી નદીઓમાં વહાણો તેમના મુખથી ઉપલાણે થોડાજ માઇલ લગી જઈ શકે છે.

કોચીન, ત્રાવણકોર, અને મલબાર કાંઠાની થડમાં મીઠા પાણીનાં લાંબાં અને સાંકડાં સરોવરો છે, તેઓમાં ઘણા માઇલ લગી હોડીઓ ચાલે છે.

---

## पाठ ४८. विलायतनो प्रवास.

ઈંગ્લાંડની મુસાફરીનો ઘણો ભાગ દરીઆમાં જાય છે. અહીંથી મુંબઈ ગયા પછી આગબોટમાં બેસવું પડે છે. પહેલાં વહાણમાં મુસાફરી કરવી પડતી, અને આફ્રિકાની પ્રદક્ષિણા કરીને જવું પડતું; તેથી ઈંગ્લાંડ પહોંચતાં ઘણો વખત લાગતો. પરંતુ હાલમાં વરાળથી ઉતાવળે ચાલનારી આગબોટો ટુંકે રસ્તે જાય છે તેથી ૧૩ દિવસમાં વિલાયત પહોંચી જવાય છે.

મુંબઈનું બારૂં છોડ્યું કે તે તરફની જમીન ધીમે ધીમે દેખાતી બંધ થાય છે, અને ઉપર આકાશ અને તળે પાણી સિવાય બીજું કંઈ જોવામાં આવતું નથી. વચ્ચે વચ્ચે આગબોટો ને વહાણો સામાં મળે છે, ત્યારે ઉતારૂઓને આનંદ થાય છે. પાંચ દિવસ સુધી હિંદી મહાસાગરમાં સતત મુસાફરી કર્યા પછી જમીનની ઝાંખી થાય છે, એટલે અરબસ્તાન દેશનું એડન બંદર આવે છે. તે મુંબઈના હાકેમના તાબામાં છે. એ ઠેકાણે વરસાદ બહુ થોડો થાય છે, તેથી લોકોને પાણીની અડચણ પડે છે; પરંતુ સરકારે ઘણો ખરચ કરીને ગંજાવર ટાંકાં બંધાવ્યાં છે, તેથી તથા દરીઆનું પાણી મીઠું કરવામાં આવે છે, તેથી લોકોને ઘણી આપદા ભોગવવી પડતી નથી. વિલાયતથી જતી આવતી આગબોટો આ ઠેકાણે મુકામ કરે છે.

એડનથી ઉપડેલી આગબોટ ઉત્તર દિશાનો માર્ગ પકડે છે, અને પેરિમના નાના ટાપુ આગળ થઈને લાલ સમુદ્રમાં પ્રવેશ કરે છે. પેરિમ બેટ અંગ્રેજ સરકારને તાબે છે.

લાલ સમુદ્રને છેડે સુએજ બંદર આવે છે. એ બંદર મીસર
દેશના ખેદીવને તાબે છે, અને ત્યાં ઘણા વેપારીઓની વખારો
છે; પણ ગામ ગંદું અને ભુખડું જોવામાં આવે છે.

સુએજ આગળથી એ નામની નહેરમાં આગબોટ પેસે છે.
એ નહેર આજથી ૫૨ વર્ષ ઉપર ફ્રાન્સના એક કુશળ ઈજનેરની
યોજનાથી ખોદવામાં આવી છે. તે ૧૪૪ ફુટ પહોળી, ૮૭ માઇલ
લાંબી અને ૨૮ ફુટ ઉંડી છે. તેની પાછળ ૧૭ કરોડ રૂપીઆ ખરચ
થયો છે. એક ઠેકાણે તે સરોવર જોડે જોડાઈ ગઈ છે. ત્યાં સામસામે
આવતી આગબોટોને પસાર થવામાં અડચણ આવતી નથી. નહે
રને કાંઠે થોડે થોડે અંતરે સ્ટેશનો છે, ત્યાં નહેરની કંપનિના અમ
લદારો રહે છે. તે જતી આવતી આગબોટોનો બંદોબસ્ત રાખે છે
અને જરૂર પડે તેમને મદદ કરે છે. એક સરોવરને કાંઠે મીસરના
તાબાનું ઇસ્માલિઆ ગામ આવે છે, તે મુખ્ય સ્ટેશન ગણાય છે
આસપાસનો દેશ રેતાળ ને ઉજડ છતાં આ ઠેકાણે સુંદર વાડી
જોઈને આંખને ટાઢક વળે છે. કેરો શહેરથી નીલ નદીનું મીઠું
પાણી આટલે દૂર આણેલું છે, અને તે સુએજની નહેર ઉપરના
બીજાં સ્ટેશનોને પણ અહીંથી પુરૂં પાડવામાં આવે છે.

ઇસ્માલિઆથી છેતાળીસ માઇલ ઉત્તરે પોર્ટસૈયદ નામનું
છેલ્લું સ્ટેશન આવે છે, ત્યાંથી આગબોટ ભૂમધ્યસમુદ્રમાં પ્રવેશ
કરે છે. પોર્ટસૈયદ નાનું, ગંદું, ને ધુળીઉં ગામ છે. આગબોટોને
કોયલા લેવાનું એ સ્ટેશન છે. ઘણી પ્રજાના લોક અહીં જોવામાં
આવે છે. અહીંની દીવાદાંડી ઘણી ઉંચી છે. તેની ઉંચાઈ ૧૬૪ ફુટ છે

જેમને નહેરની ગરમી, આગબોટની ધીમી ગતિ, અને વેરાન
મુલકનો દેખાવ કંટાળો આપે છે, તેઓ સુએજથી આગગાડીમાં
બેસી કેરો જવાનું પસંદ કરે છે. એ શહેર સુએજથી ૮૪ માઇલને

અંતરે મોટી **નીલ** નદીને ડાબે કાંઠે આવેલું છે. તે **મીસર** દેશની રાજધાની છે. શહેરના રસ્તા સાંકડા, અને ઘરોની બાંધણી લગભગ એકસરખી છે. એક જુના કિલ્લામાં થોડું અંગ્રેજી લશ્કર, જુનો પાદશાહી મહેલ, ટંકશાળ, સુંદર મસીદ, અને ત્રણસો ફુટ ઉંડાઈનો જંગી કુવો છે.

**કેરોથી** આગગાડીમાં બેસી **સીકંદ્રિઆ** બંદરે જવાય છે. **સીકંદ્રિઆ** **કેરો** કરતાં વધારે ઉજળાટવાળું ને ધામધુમીઉં શહેર છે. તેની વસ્તી થાડી ને મોટે ભાગે મુસલમાન લોકોની છે; પરંતુ તેમાં ઠામઠામ યુરોપી લોકો પણ બહુ નજરે પડે છે. એ શહેર પહેલાં વિદ્યાનું મોટું સ્થળ હતું. આ ઠેકાણેથી આગબોટમાં બેસી **વિલાયત** જવાના બે માર્ગ છે. જેમને ટુંકે રસ્તે જવું હોય, તે ભૂમધ્ય સમુદ્રમાં ત્રણ દહાડા મુસાફરી કરીને ઇટલી દેશના અગ્નિ કોણમાં આવેલા **બ્રિંડિસી** નામના બંદરે ઉતરી પડે છે. લાંબી મુસાફરી કરનારને ઠેઠ **વિલાયત** સુધી આગબોટમાંજ રહેવું પડે છે.

જેઓ **કેરો** શહેર તરફ જતા નથી, તેઓ **પોર્ટસૈયદ** આગળ બીજી આગબોટમાં બેસે છે. તેઓ પણ ટુંક કે લાંબે માર્ગે મુસાફરી કરી શકે છે. ટુંકો માર્ગ પસંદ કરનારા **બ્રિંડિસી** આગળ ઉતરી પડીને ત્યાંથી આગગાડીમાં બેસે છે, અને **આલ્પ્સ** પર્વતના ખોદી કાઢેલા ઘાટમાં થઈને **ફ્રાન્સ** દેશના **પારિસ** નગરમાં આવે છે. કેટલાક **બ્રિંડિસી** ન જતાં **ફ્રાન્સની** દક્ષિણે આવેલા **માર્સેલ્સ** બંદરે ઉતરે છે, ને ત્યાંથી આગગાડીમાં બેસીને **પારિસ** જાય છે.

**પારિસ** જેવું શોખીલું ને શોભીતું શહેર દુનિયામાં બીજું કોઈ નથી. તેનો વિસ્તાર ત્રીસ ચોરસ માઇલનો અને તેની વસ્તી **મુંબઈ** કરતાં ત્રણગણી એટલે પચીસ લાખની છે. **પારિસથી** આગગાડી માર્ગે **ફ્રાન્સની** ઉત્તરે આવેલા **કાલે** બંદરે જવાય છે, અને ત્યાંથી

આગબોટમાં બેસીને થોડા કલાકમાં ઇંગ્લાંડને કિનારે ડોવર નામે બંદર આગળ ઉતરાય છે. ત્યાંથી આગગાડીમાં બેસીને ઇંગ્લાંડની રાજધાની **લંડન** શહેર જલદીથી પહોંચી જવાય છે.

જળમાર્ગે લાંબી મુસાફરી કરનાર **પોર્ટસૈયદ**થી કે **સીકંદ્રિઆ**થી નીકળીને **ભૂમધ્યસમુદ્ર**ના મધ્ય ભાગમાં થઈ **સ્પેન**ની દક્ષિણમાં આવેલા **જિબ્રાલ્ટર** આગળ આવે છે. ત્યાં ભૂમધ્ય સમુદ્ર પુરો થાય છે. ત્યાંથી સાંકડી સામુદ્રધુની ઓળંગીને **આટ્લાંટિક** મહાસાગરમાં પેસાય છે. જિબ્રાલ્ટરનો મજબુત કિલ્લો અંગ્રેજ સરકારના તાબામાં છે, અને તે ભૂમધ્યસમુદ્રની કુંચીરૂપ છે. દરિઆઈ લશ્કરને માટે પુષ્કળ સામાન ત્યાં રહે છે. ત્યાંથી આગળ જતાં **ફ્રાન્સ**ની પશ્ચિમનો **બિસ્કેનો** ઉપસાગર આવે છે, તે ઘણો તોફાની હોવાને લીધે ઉતારૂઓ હેરાન થાય છે. બિસ્કેનો ઉપસાગર વટાવ્યા પછી તોફાન કમી થાય છે, અને ઇંગ્લાંડનો કિનારો આવી પહોંચે છે.

આપણા પાદશાહનું પાયતખ્ત જે **લંડન** તે દુનિયામાં સૌથી



લંડનનું બારૂં—ટાવર બ્રિજ નામનો પૂલ.

મોટું એટલે આસરે બોતેર લાખની વસ્તીવાળું શહેર છે. ત્યાં રાજ-

મહેલો, કચેરીઓ, જાહેર ઇમારતો, બાગબગીચા, વિશ્રામસ્થળો, નાટકગૃહો, સંગ્રહસ્થાનો, કારખાનાંઓ, નદીની તળે થઇને જવાના માર્ગ, વગેરે જોઈ જોઈને માણસ દિંગ થઇ જાય છે.

---

કંપનિ—મંડળી.
ગંજાવર—મોટું.
નાટકગૃહો—જે મકાનોમાં નાટક થાય છે તે.
પાયતખ્ત—રાજધાની.
પોર્ટ—બંદર.
ભૂમધ્ય—જમીનની વચમાં આવેલો.
સતત—ચાલુ.

---

## પાઠ ૪૯. બ્રિટિશ બેટો.

યુરોપ ખંડના વાયવ્ય ખુણામાં બે મોટા બેટ છે, તેમનાં નામ **ગ્રેટ બ્રિટન** અને **આયર્લાંડ** છે. એ બંને બેટને **બ્રિટિશ** બેટ કહે છે. **ગ્રેટ બ્રિટન**માં ઈંગ્લાંડ, **સ્કોટ્લાંડ**, અને **વેલ્સ**, એ ત્રણ દેશ છે. **આયર્લાંડ** બેટ **ગ્રેટ બ્રિટન**ની પશ્ચિમે છે. એ બંને બેટને ફરતા બીજા પુષ્કળ નાના બેટો છે.

**હિંદુસ્તાન**ના પ્રમાણમાં એ બેટ બહુ નાના છે. **ગ્રેટ બ્રિટન**ની વધારેમાં વધારે લંબાઈ ૭૦૦ માઇલ અને વધારેમાં વધારે પહોળાઈ લગભગ ૩૦૦ માઇલ છે. એની ઓછામાં ઓછી પહોળાઈ માત્ર ૩૫ માઇલ છે. એ બેટમાંનું હરકોઈ સ્થળ દરીઆથી ૬૫ માઇલ કરતાં વધારે દૂર નથી. એ બંને બેટમાં ઉંચા પર્વતોની હાર બીલકુલ નથી, પણ નાના મોટા ડુંગરો ઘણા છે. ઇંગ્લાંડનો પશ્ચિમ અને ઉત્તર ભાગ, **સ્કોટ્લાંડ**નો ઉત્તર ભાગ, અને **આયર્લાંડ**ના કિનારા-પરનો પ્રદેશ ડુંગરી છે. એ બેટ નાના હોવાથી એમાં મોટી નદીઓ પણ નથી. મોટામાં મોટી નદીઓ ટેમ્સ અને **સેવર્ન** છે.

બ્રિટિશ બેટની રાજધાની **લંડન** ઇંગ્લાંડમાં ટેમ્સ નદીને કાંઠે છે. એ પૃથ્વી પર સૌ કરતાં મોટું, સમૃદ્ધિવાળું, અને બહોળા વેપા-

રનું ઠેકાણું છે. એ ઉપરાંત ઈંગ્લાંડમાં માંચેસ્ટર અને લિવરપુ નામે નગરો છે. તેનો વેપાર આપણા દેશ જોડે ઘણો છે. હિંદુસ્તા માંથી રૂ ચઢે છે, તેનું એ બે શહેરમાં વણાઈ અહીં કાપડ અ છે. સ્કોટ્લાંડની રાજધાની એડિંબરો છે. એ ઘણું રળિઆમા અને ત્રણ ડુંગરા પર બાંધેલું છે. એ શહેરના બે ભાગ છે; જુ ને નવું. જુના એડિંબરોના રસ્તા સાંકડા છે, અને ઘર જુનાં ઉંચાં છે. તેમાં કેટલાંક તો દસ કે બાર માળનાં છે. નવા એડિં બરોના રસ્તા ને ચોક પહોળા છે, અને ઘર ધોળા પત્થર બાંધેલાં છે. આયર્લાંડમાં મુખ્ય શહેર ડબ્લિન લિફી નદી કાંઠા પર છે. એ શહેરનો કેટલોક ભાગ સુંદર છે.

ગ્રેટ બ્રિટન તથા આયર્લાંડ બેટની હવા હિંદુસ્તાનની હવા ઘણી જુદી છે. આપણા દેશમાં ઉનાળામાં અતિશય તાપ પડે છે અને તેને લીધે વર્ષના કેટલાક મહીના લગી આખો દેશ લિલોત વગરનો સુકો દેખાય છે. બ્રિટિશ બેટમાં એ પ્રમાણે થતું નથ ત્યાં બારે માસ ચોથે પાંચમે દિવસે થોડો ઘણો વરસાદ પડે છે તેથી ત્યાંની જમીન હંમેશાં લીલી દેખાય છે. શિઆળામાં હવ માંની પાણીની વરાળ ઠીજી જઈ તેના કણ જમીન પર પડી ર છે, તે વડે બધી જમીન ઢંકાઈ જઈ રૂના જેવી ધોળી માલમ પ છે. શિઆળામાં ઝાડનાં પાંદડાં ખરી પડે છે, પરંતુ ટાઢ ઓ થવા માંડે છે ત્યારે ઝાડને પીલા ફૂટે છે, જંગલમાંનું ઘાસ ઊ નીકળે છે, તથા ઝાડ પાંદડાં અને ફૂલથી ભરાઈ જાય છે.

બ્રિટિશ બેટમાં ગરમી ઓછી હોવાથી ડાંગર, કેરી, દ્રાક્ષ તરબુચ, મસાલાના પદાર્થ, વગેરે પાકતાં નથી; પણ ઘઉં, ઓ નામે એક જાતનું ધાન્ય, બટાટા, જુદી જુદી જાતનાં ફળ, અ શાકભાજી પુષ્કળ થાય છે. એ બેટમાં વાઘ, સિંહ, વગેરે ફા

ખાનાર પશુ, અને વીંછી, કાનખજુરા, વગેરે ઝેરી પ્રાણી નથી. પરંતુ એના કોઈ કોઈ ભાગમાં ઝેરી સાપ જોવામાં આવે છે. લોકો ઢોરની સારી માવજત કરે છે, તેથી ત્યાંની ગાય આપણા દેશની ગાય કે ભેંસ કરતાં વધારે દૂધ દે છે.

બ્રિટિશ બેટમાં લોઢાની તથા કોયલાની મોટી ખાણો છે. વળી સીસું, તાંબું, કલાઈ, ગ્રેનિટ નામે કઠણ પત્થર, આરસ, અને જેની સીસાપેન બને છે તે પ્લંબેગો નામનો પદાર્થ, એ સર્વેની ખાણો પણ કોઈ કોઈ ઠેકાણે છે. એ સઘળી ખાણો સ્કોટ્લાંડ અને આયર્લાંડ કરતાં ઈંગ્લાંડ અને વેલ્સમાં વધારે છે. વેલ્સની કેટલીક ખાણોમાંથી કોયલા નીકળે છે, તેના જેવા કોયલા દુનિયાની કોઈ ખાણમાંથી નીકળતા નથી.

ગ્રેટ બ્રિટનના લોક સાહસિક, ઉદ્યોગી, અને ચપળ છે. તેમનાં



ઇંગ્લાંડના એક ગામડાનો દેખાવ.

ઘર ઘણે ભાગે પત્થરનાં કે છોબંધ હોય છે. તે ઘણાં સફાઈવાળાં અને રાચરચીલાથી શણગારેલાં હોય છે. ખેડુતો ઘણા મહેનતુ

અને હોશિયાર છે, તેથી તેઓ થોડી ને નબળી જમીનમાંથી પ
પુષ્કળ પાક ઉતારે છે. આયર્લાંડના લોક ગરીબ અને ઓછા ઉ
દ્યોગી છે. તેમનાં ઘર પણ ઈંગ્લાંડનાં જેવાં નથી. એ દેશના ખેડુ
ઈંગ્લાંડના ખેડુતોની પેઠે મહેનત લઈને સારી ખેતી કરી જાણ
નથી. ત્યાંના ગરીબ લોક તો આપણા દેશના ગરીબોની પેઠે વગ
બારીની અને વગર ધુમાડીઆની ઝુંપડીમાં રહે છે, ને ક
રીતની સુઘડતા રાખતા નથી.

ઇસ્વી સનની શરૂઆતના પહેલાં એ બેટના રહેવાસી
જંગલી અવસ્થામાં હતા. તેઓ શિકાર કરી અથવા ઢોરો પા
પોતાનું ગુજરાન ચલાવતા. ઇ. સ. પૂર્વે ૫૪–૫૫ માં જ્યુલિઅ
સીઝર નામે પ્રતાપી રોમન સરદાર બ્રિટન પર સવારી ક
ત્યાંના સરદાર કનેથી કેટલીક ખંડણી લેવાનું ઠરાવી પા
સ્વદેશ ગયો. પછી ઇ. સ. ૪૩માં રોમન લોક બ્રિટન દે
જીતી લીધો, અને ત્યાં લગભગ ૪૫૦ વર્ષ લગી રહી મો
શહેરો વસાવ્યાં, રસ્તા બાંધ્યા, અને ખાણો શોધી કાઢી. એ
વખતે બ્રિટન દેશમાં ખ્રિસ્તી ધર્મ પ્રસર્યો. રોમન લોક
અમલમાં એ દેશમાં ઘણો સુધારો થયો હતો.

રોમન લોકો બ્રિટન છોડીને ઇ. સ. ૪૧૦માં ગયા. ત્યાર
થોડાં વર્ષ પછી એ દેશ પર જર્મનિમાંનાં કેટલાંક ટોળાં ચ
આવ્યાં, તેમાંનું એક ઍંગલ નામે હતું. એ ઍંગલ ઉપર
ઈંગ્લાંડ અને ઈંગ્લિશ એટલે અંગ્રેજ એ નામો નીકળ્યાં
એ જર્મન ટોળાં આવી વસ્યાં, ત્યારથી એ દેશના ઇતિહાસ
આરંભ થયો એમ માનવામાં આવે છે.

---

## પાઠ ૯૦. બ્રિટિશ મહારાજ્ય.

પ્રાચીન કાળમાં પૃથ્વી પર જે રાજ્યો થઈ ગયાં અને હમણા જે રાજ્યો છે, તે સર્વેમાં બ્રિટિશ રાજ્ય વિસ્તારમાં અને વૈભવમાં મોટું છે. બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ ૯૭ લાખ ચોરસ માઇલ કરતાં વધારે છે, અને તેણે પૃથ્વી પરની જમીનનો છઠ્ઠો ભાગ રોકેલો છે. એના જુદા જુદા ભાગ પૃથ્વીની સપાટી પરના દરેક ખંડ ને દિશામાં છે. એ કારણથી લોકો કહે છે કે એ મહારાજ્યમાં સૂર્ય કદી આથમતો નથી. એ મહારાજ્યમાં જુદી જુદી તરેહની જમીન તથા હવા છે, તેથી તરેહ તરેહની જુદી જુદી વસ્તુઓ પાકે છે. ઉતારૂઓ, કાગળપત્રો, અને માલ લાવવા લઈ જવાને મોટી મોટી આગબોટો બારે માસ ફરે છે. વળી મહારાજ્યના સર્વ ભાગોનું રક્ષણ કરવાને ઠેકાણે ઠેકાણે લડાઈનાં મોટાં મોટાં વહાણો રાખ્યાં છે. બ્રિટિશ રાજ્ય દયાળુ, પરાક્રમી, અને ન્યાયી હોવાથી તેમાં રહેનારા લોકો સુખી છે, અને જુલમ, અન્યાય, તથા પરરાજ્યોથી સદા તેમનું રક્ષણ થાય છે.

બ્રિટિશ બેટની વસ્તી દર ત્રીસ વરસે બમણી થાય છે એવો શુમાર કાઢ્યો છે. તે બેટમાં આ પ્રમાણે વધતી જતી વસ્તીનો સમાસ ન થવાથી સોળમા સૈકાથી ઘણા લોક તે બેટ છોડી પૃથ્વીના જુદા જુદા ભાગોમાં રહેવા ગયા. કેટલાક લોક ધર્મના છળકપટથી ત્રાસ પામીને તથા કેટલાક સોનું મેળવવાની આશાથી ગ્રેટ બ્રિટન છોડી ગયા, અને ઉજડ ને અજાણ્યા મુલકમાં જઈને વસ્યા. એ રીતે ગએલા લોકોએ જ્યાં ત્યાં વસ્તી કરી નવાં ગામો વસાવ્યાં. તેમણે લડાઈ કરી નવા મુલક જીતી લીધા, અને ઘણા જંગલી લોકો પર પોતાની સત્તા બેસાડી. એ નવા સંસ્થાનીઓએ મૂળરાજ્ય જોડે પોતાનો સંબંધ કાયમ રાખી તે રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો.

બ્રિટિશ બેટ બાદ કરતાં હાલના બ્રિટિશ મહારાજ્યમાં જે મુલક છે તેના છ વિભાગ કરી શકાય, તે આ પ્રમાણેઃ—૧. કાનડાનું રાજ્ય; ૨. વેસ્ટ ઈંડીઝ બેટ તથા મધ્ય અને દક્ષિણ અમેરિકા માંહેલાં સંસ્થાનો; ૩. આફ્રિકા માંહેલો મુલક; ૪. આસ્ટ્રેલિઆ, ટાસ્માનિઆ અને ન્યૂ ઝીલાંડ; ૫. હિંદુસ્તાનનું રાજ્ય તથા લંકા; માલ્ટા, જિબ્રાલ્ટર, એડન, વગેરે નાકાં પરનાં લશ્કરી થાણાં. આ મુલકોમાંના કેટલાકની ટુંક હકીકત નીચે આપી છે.

કાનડાનું વિશાળ રાજ્ય ઉત્તર અમેરિકામાં છે. એનું ક્ષેત્રફળ હિંદુસ્તાન કરતાં બમણું છે. અહીં શિઆળામાં એટલી સખત ટાઢ પડે છે કે મોટી નદીઓ અને સરોવરનું પાણી ઠરી જાય છે, અને ઉનાળામાં અતિશય તાપ પડે છે. એમાં જવ, ઘઉં, મકાઈ, વગેરે ધાન્ય, અને દ્રાક્ષ, તરબુચ, સક્કરજન, વગેરે ફળ સરસ પાકે છે. એ દેશમાં પાર્લિમેંટ સભા તથા બ્રિટિશ સરકાર તરફથી નિમાએલા ગવર્નર જનરલ વડે રાજવહીવટ ચાલે છે.

આસ્ટ્રેલિઆ પૃથ્વી પર અતિશય મોટો બેટ અથવા ઘણો



મેલબોર્નના એક ભાગનો દેખાવ.

નાનો ખંડ છે. એનું ક્ષેત્રફળ હિંદુસ્થાનથી ત્રણગણું છે. જૂન અને જુલાઈ માસમાં જ્યારે આપણા દેશમાં વરસાદ પડે છે, ત્યારે ત્યાં ટાઢ પડે છે. પોષ મહીનામાં આપણા દેશમાં ઘણી ટાઢ પડે છે, ત્યારે ત્યાં અતિશય તાપ હોય છે. ત્યાંના ઝાડ અને જનાવર એવાં છે કે તે જોઈને છક થઈ જઈએ. કેટલાક વેલાનાં થડ ઝાડ જેટલાં ઉંચાં થાય છે. ત્યાંનાં પક્ષીમાં એક અજબ તરેહનું પક્ષી છે તેને હસતું પક્ષી કહે છે. તે દહાડામાં ત્રણ વાર એટલે સવારે, બપોરે, અને સાંજે ખડખડ હસે છે. ત્યાં કાંગારૂ નામે પશુ થાય છે, તેને પેટ નીચે એક કોથળી હોય છે. તેમાં તે બચ્ચાં ઘાલી દે છે. એ દેશમાં સોનું, રૂપું, તાંબું, કલાઈ, લોઢું, અને કોયલા ઘણે ઠેકાણે નીકળે છે. આ દેશનો અને એને લગતા ન્યૂ ઝીલાંડ તથા ટાસ્માનિઆ બેટાનો રાજવહીવટ કાનડાની પેઠેજ ચાલે છે. એ દેશમાં મેલબોર્ન મુખ્ય શહેર છે.

વેપારને માટે પશ્ચિમ આફ્રિકાના કાંઠા પર કેટલાંક અંગ્રેજી થાણાં છે. ત્યાંની હવા રોગિષ્ઠ હોવાથી તે મુલકોમાં અંગ્રેજ લોકની જાથુકની વસ્તી ઝાઝી નથી. દક્ષિણ આફ્રિકામાં કેપ કોલોનિ, નાતાલ ટાન્સવાલ, વગેરે કેટલાંક અંગ્રેજી સંસ્થાનો છે. ત્યાંનાં હવાપાણી સારાં છે, અને ત્યાં કોઈ કોઈ સ્થળે સોનાની અને હીરાની ખાણો નીકળે છે. એ સંસ્થાનોમાં કાયદા બાંધનારી સભા છે, પરંતુ બધો રાજકારભાર બ્રિટિશ સરકારના હાથમાં છે. આફ્રિકાના પૂર્વ કાંઠા પરના અંગ્રેજી મુલકમાંથી બુંદ, ચામડાં, હાથીદાંત, અને ગુંદર હિંદમાં આવે છે. હમણાં મીસર અને સુડાન દેશ જોડે અંગ્રેજ લોકનો નિકટ સંબંધ થએલો છે. એ દેશમાં ખેદીવ નામે પાદશાહનો અમલ છે, પરંતુ તમામ રાજકારભાર અંગ્રેજ લોકના હાથમાં છે. મીસર દેશ ઈંગ્લાંડથી હિંદુસ્તાન આવવાના માર્ગમાં

હોવાથી તે અંગ્રેજ લોકની હકુમત તળે રહેવાની જરૂર છે. એ દેશમાંથી ઉત્તમ જાતનું રૂ, કપાસીઆ, અને ખાંડ પરદેશ જાય છે.

---

# પુસ્તક બીજું—ભાગ ૩.



## પાઠ ૫૧. માટીનાં વાસણ.

**ગંગા**—સુરજ બેન, કાલે આપણે કુંભારવાડે વાસણ લેવા ગયાં, ત્યારે કાળીઆ કુંભારને ચાક ફેરવતો જોઈને હું તો આભીજ બની ગઈ. ચાક એવા જોરથી ફરતો હતો કે તે ઉપરના પિંડાનું શું થાય છે, તે બરાબર જોઈ પણ શકાતું ન હતું. કુંભારે જોતજોતામાં વાસણ બનાવી દીધું.

**સુરજ**—હા બેન, કુંભાર લોકો મહાવરાથી ઝપાટાબંધ કામ કરી શકે છે. ચાક ઉપર જે ઘાટ થાય છે તે માત્ર ડોળીઉં હોય છે. તેને પાછળથી ઘડીને જોઈએ તેવાં વાસણ બનાવવામાં આવે છે.

**ગંગા**—એમ કે? હું તો સમજતી હતી કે સઘળાં વાસણ ચાક ઉપરજ તૈયાર થતાં હશે.

**સુરજ**—ચાક ઉપર કરેલું ડોળીઉં વધારીને મોટા કદનું જેવું જોઈએ તેવા ઘાટનું કુંભાર બનાવે છે. આ રીતે તૈયાર કરેલાં વાસણ કાચાં હોય છે, તેથી જો તેને પાણી અડે, તો તે પલળીને ભાંગી જાય, માટે તેને પજાવામાં ઘાલીને પકવે છે. તમે માટીનાં કયાં કયાં વાસણ જોયાં હતાં તે કહો જોઈએ.

**ગંગા**—ગોળા, ગોળીઓ, માણો, ઘડા, ગાગર, ને માટલીઓ
ા જોવામાં આવી.



**સુરજ**—એ ઉપરાંત ચપણ, કુલડીઓ, કોડીઆં, કલેદાં, ાીઓ, ને કુજા કુંભારની પરસાળમાં મૂકલાં હતાં. કેટલાક ાાર નાળો, ઇંટો, કોઠીઓ, કુંડાં, વલોણાની ગોળીઓ, ાસાં, દહોણીઓ, વગેરે બનાવે છે.

**ગંગા**—ઓહો! માટીની કેટલી બધી વસ્તુઓ થાય છે!

**સુરજ**—આજે સવારે આપણે ચા શેમાં પીધી હતી?

**ગંગા**—રકાબી ને પ્યાલામાં.

**સુરજ**—એ રકાબી ને પ્યાલા શેનાં થતાં હશે વારૂ?

**ગંગા**—એ તો કાચનાં હોય એવાં દેખાય છે.

**સુરજ**—કાચના જેવો ચળકતો ઓપ તેના ઉપર હોય છે. ણ તે માટીનાંજ બને છે. જે માટીનાં એ થાય છે તે આપણા ામાં મળતી નથી, તેથી આપણા કુંભારો તે બનાવતા નથી.

અસલ એવાં વાસણ **ચીન**થી આવતાં, માટે તેને ચિનાઈ માટીનાં વાસણ કહે છે. હાલ તો તે **વિલાયત**થી આવે છે. જેમાં જમી શકાય એવી તાસક જેવી રકાબીઓ એજ માટીની થાય છે. દહીં કે છાશ ભરી રાખવાના મોટા પ્યાલા કે કુંડીઓ એની થાય છે. આપણે અથાણાં જેમાં ભરીએ છીએ તે કાચ જેવી બરણીઓ પણ એનીજ થાય છે.

**ગંગા**—સુરજ બેન, ચિનાઈ વાસણને ઓપ દીધેલો હોય છે, પણ અંદર તો માટીજ હશે કેની?

**સુરજ**—આ ભાંગેલી રકાબી જુઓ, અને અંદર શું દેખાય છે તે કહો.

**ગંગા**—એમાં તો ખડીના જેવું ધોળું દેખાય છે.

**સુરજ**—હા બેન, એ ધોળી માટીનાં થાય છે, પણ તેમાં બીજી મેળવણી કરવી પડે છે. તમને કઈ જાતનાં વાસણ ગમે છે?

**ગંગા**—મને ચિનાઈ માટીનાં વાસણ બહુ ગમે છે.

**સુરજ**—કેમકે તે દેખાવડાં હોય છે, પણ પાણી ઠંડું રાખવામાં દેશી માટીનાં વાસણ વધારે કામનાં છે. ઓપ વગરનાં માટીનાં વાસણ છિદ્રવાળાં હોય છે, તેથી પાણી ઝરપીને સપાટી પર આવે છે. તે પાણી હવા લાગ્યાથી જેમ જેમ સુકાતું જાય છે, તેમ તેમ માહેલું પાણી ઠંડું થતું જાય છે. તેનું કારણ એ છે કે કોઈ પણ પ્રવાહી સુકાય છે, ત્યારે તે પોતામાંથી કે આસપાસની વસ્તુમાંથી ગરમી બહાર કાઢે છે. ઉનાળાના સખત તાપમાં લોકો ચિનાઈ કે ધાતુનાં વાસણ આવા કામમાં લેતા નથી, તેનું કારણ એજ છે. માટીનાં વાસણ પણ રીઢાં થાય છે ત્યારે છિદ્રો પુરાઈ જવાને લીધે તેમાંથી પાણી ઝરપતું નથી, અને તેથી પાણી ઠંડું થતું

માટેજ તે વારે વારે બદલવાં પડે છે. વાસણ ચિનાઈ
નાં હોય કે દેશી માટીનાં હોય, પણ તે ભાંગી જતાં વાર
તી નથી, તેથી તે વાપરવામાં સાવચેતી રાખવી જોઈએ.

---

—ઢોળ.
ો—નિભાડો કે નિમાડો; ભઠ્ઠી.
પિંડો—માટીનો લોંદો–ગોળો.
સાવચેતી—સંભાળ.

---

## પાઠ ૬૨. ફટકડી.

એક વખત જગુનું મોઢું આવેલું હતું, ને તેનો દાંત હાલતો
, તેથી તેના બાપાએ તેને ફટકડીનું પાણી તૈયાર કરી આપી
કોગળા કરવાનું કહ્યું.

જગુની બેન વેણીએ જોયું કે બાપાએ પાણીમાં કંઈ ચળકતા
ાડા નાખ્યા, તે ઓગળી ગયા. એ ગાંગડા ફટકડીના હતા,
તે સમજી કે અંદર સાકર નાખી હતી. એ ઉપરથી તે
ી, ભાઈ જગુ, તું તો ભાગ્યશાળી છે. જોની તને સાકરીઆ
ણી પીવાનું મળ્યું. ત્યારે તેના બાપા સન્મુખરામે કહ્યું, બેન
ી, તારી મરજી હોય તો લે, તું આમાંનું પાણી જરા પી જો.
ીએ તેમાંથી એક ઘુંટડો ભર્યો, કે તેને તે ખટુમડું ને તુરૂં
યું, ને તે થૂ થૂ કરવા મંડી પડી.

એ જોઈ તેના બાપાએ કહ્યું, શું તું એને સાકરીઆ પાણી
જતી હતી? ત્યારે કેમ પી ન ગઈ? ખરી વાત તો એ કે પાણીમાં
ફટકડી નાખી હતીઃ સાકર નાખી ન હતી. તારા દાંત હાલતા
ત્યારે એવા પાણીના કોગળા કરજે, એટલે તે સજ્જડ
જશે. એ પાણી મેં તેટલાજ માટે જગુને આપેલું હતું.

**વેણી**—અહો! ફટકડી કેવી તુરી લાગે છે! એ બજારમાં વેચાતી મળે છે, કે લોકો કશામાંથી બનાવે છે?

**સન્મુખરામ**—આપણા દેશમાં કોઈ કોઈ ઠેકાણે ફટકડીની ગાંગડીઓ ભોંયમાંથી જડે છે, પણ આજકાલ તો બનાવટી ફટકડી ઘણી નજરે પડે છે. ખાણોમાંથી ફટકડીવાળા પથરા નીકળે છે, તેમાંથી અને કાળી માટી તથા ગોરમટીમાંથી તે બને છે. એવા પથરા રજપુતસ્તાનમાં અને કચ્છમાં માલમ પડે છે, તેથી ત્યાં પહેલાં ફટકડી કાઢવાનાં કારખાનાં ચાલતાં હતાં. હવે તો પરદેશી ફટકડી હિંદુસ્તાનમાં આવવા માંડી ત્યારથી તે કારખાનાં પડી ભાંગ્યાં છે.

**જગુ**—હવે હું ફટકડીનો એક ઉપયોગ શીખ્યો. મારો દાંત હાલતો બંધ થઈ ગયો. પણ ફટકડી બીજા શા ખપમાં આવે છે?

**સન્મુખરામ**—ઓસડ તરીકે એ ઘણી ઉપયોગી ગણાય છે. એ બંધક અને મજબુતી આપનારી છે. આંખો દુખવા આવી હોય ત્યારે તેને ફટકડીના પાણીએ ધોવાથી બહુ ફાયદો થાય છે. ગળાનો કાકડો કે અવાળુ ફૂલ્યાં હોય ત્યારે ફુલાવેલી ફટકડીના પાણીના કોગળા કરવા. મોંમાં કે જીભે ચાંદી પડી હોય ત્યારે પણ તેમ કરવું. છાતીમાં દાહ બળીને ગચરકા આવે અથવા વખતે ઉલટીમાં લોહી જાય, ત્યારે જરા ફટકડીનું પાણી પીવાથી ફાયદો થાય છે. વળી ફટકડીના પાસથી લુગડાંને રંગ બરાબર ચઢે છે. ચામડાં કમાવવામાં, છીંટો છાપવામાં, અને ઘુંટેલા કાગળો બનાવવામાં ફટકડીનો ખપ પડે છે. દૂધ ઉકાળીને પછી તે કોકીલું થાય, ત્યારે તેમાં ફટકડીનો ભુકો નાખવાથી સારૂ ખડબાદાર દહીં બંધાય છે. લુગડું, કાગળ, કે કોઈ લાકડાની વસ્તુ ફટકડીના પાણીમાં બોળી કાઢીને સુકવીએ, તો પછી તેને સળગી ઊઠતાં વાર લાગે છે.

વળી પેલો કાચનો ખડીઓ જુઓ. એની પિત્તળની કોરણ અને ઢાંકણું ફટકડી વડે બેસાડેલાં છે. વળી મેલા પાણીમાં ફટકડીનો ભુકો નાખશો, તો મેલ નીચે બેસી પાણી ચોકખું થઈ જશે.

**વેણી**—હા જગુ. ગયા ચોમાસામાં આપણે મોસાળ ગયાં ત્યારે મહીસાગરનું પાણી કેવું મેલું હતું? પણ મને સાંભરે છે કે પીવાના પાણીની ગોળીમાં મામા કંઈ ધોળો ભુકો નાખતા હતા, તેથી પાણી સારૂં રહેતું હતું. હવે મેં જાણ્યું કે તે ફટકડી હશે અને પાણી સ્વચ્છ કરવાને માટેજ મામા નાખતા હશે.

**સન્મુખરામ**—તે સફેદ ભુકો ફુલાવેલી ફટકડીનો થાય છે. કાચી ફટકડીના ગાંગડા ઠીબમાં ઘાલીને દેવતા ઉપર મૂકીએ, તો પહેલાં તે તપીને ખદખદે છે. પછી તેમાંનું પાણી વરાળ થઈને જતું રહે છે, ત્યારે ઠીબમાં ફૂલેલો ધોળું પતાસા જેવું ચકતું બંધાય છે. તે હલકું અને સહેલથી ભુંકો કરાય એવું હોય છે. લોકો તેને ફુલાવેલી ફટકડી કહે છે.

---

## પાઠ ૫૩. સીસું, કલાઈ, અને જસત.

**રેવા**—લલિતા, કાલે આપણા શિક્ષકે કહ્યું હતું કે કોઈ ધાતુ વિષે કંઈક શોધી કાઢવાનો યત્ન કરજો, તે તને યાદ છે! મેં સીસું પસંદ કર્યું છે. તેં કોઈ ધાતુ પસંદ કરી છે?

**લલિતા**—હા. મેં કલાઈ વિષે થોડુંક શોધી પણ કાઢ્યું છે. રાધા, તેં કઈ ધાતુ પસંદ કરી છે?

**રાધા**—અરે, હું એ વાત છેકજ ભૂલી ગઈ હતી. પણ હું જસત વિષે થોડું શીખી લાવીશ. વારૂ રેવા બેન, તમારી વાત કહી જાઓની.

રેવા તે કહેવાને તૈયારજ હતી તેથી બોલી, એક સીસ
ચોરસ ગઠ્ઠો મારા બાપે મેજ પર કાગળ દબાવવા રાખી મૂ
હતો તે મેં દીઠો. મેં તે ઉપર હાથ ફેરવી જોયો, અને ઉં
જોયો, તો માલમ પડ્યું કે તે મેલા ભુરા રંગનો અને ભારે હ
તે પર ઘસરકા હતા, તેથી મને લાગ્યું કે હું ચપ્પુ વડે તે પર
કરી જોઉં. મેં તેમ કરવાને મારા બાપાની રજા માગી. તે
કારણ પૂછીને પછી હા પાડી. પછી મેં મારો ચપ્પુ તે પર
ચલાવ્યો, એટલે કાપા પડ્યા, એ જોઈને મારા બાપાએ કં
સૌ ધાતુમાં સીસું નરમ ધાતુ છે. તેને પીગળતાં વાર લાગ
નથી. તેમણે મને એ કકડામાંથી જરા કાપી લેવાનું કહ્યું.
મેં ચુલા પાસે જઈને તે કકડો અંગારા ઉપર મૂક્યો, તો તે
પીગળીને રસ થઈ ગયો. મારા બાપાએ કહ્યું કે સીસું નરમ
અને તપાવવાથી તે વળે છે, તેથી તેના નળ બને છે. તેમણે અ
ઘરમાંનો સીસાનો પાણીનો નળ મને બતાવ્યો. સીસાના કા
ઝેર હોય છે, માટે તેની નળી વાપરવી સારી નથી. આખરે તે
એક ગોળી દેખાડીને કહ્યું, કે આ બંદુકની ગોળી છે: તે કાળી
કઠણ હતી. અમે તેને દેવતા પર મૂકી એટલે તે પેલા કકડાની
પીગળી ગઈ, અને તેનો ધોળો ચકચકતો રસ બન્યો.

હવે લલિતા, તમારે બોલવાનું હોય તે બોલો.

**લલિતા**—મારે બે બોલ કહેવાના છે. મારે કલાઈની
જોઈતી હતી, પણ તે મને મળી શકી નહિ. પછી મારી મા પાસે
કલાઈ માગી, ત્યારે તેણે કહ્યું કે ચોકખી કલાઈ ભાગ્યેજ મ
જે પેટીઓ અને ડબાઓને લોકો કલાઈનાં કહે છે, તે તો ક
દીધેલાં લોઢાનાં પતરાંનાં હોય છે. આપણે રસોઈનાં વાસ
કલાઈ દેવરાવીએ છીએ તે તને નથી સાંભરતું? પછી તેણે

તપેલી આણીને એક ઠેકાણાની કલાઈ ઘસાઇ ગઈ હતી તે બતાવ્યું. ત્યાં પિત્તળ દેખાતું હતું. બાકી આખી તપેલી ધોળી હતી. તપેલીને શા માટે કલાઈ દેવી પડે છે એમ મેં પૂછ્યું એટલે તે બોલી, તેમાં ઝેરી કાટ વળે છે, તેથી રાંધેલું કટાણું લાગે છે, અને તે ખાધાથી ઉલટી થાય છે. તે અટકાવવાને તાંબાપિત્તળનાં વાસણોને કલાઈ દેવામાં આવે છે. કલાઈને ટીપીને તેનાં પતરાં બનાવે છે. એ પતરાંના વાડકા, તામડીઓ, વગેરે થાય છે. મારી માની કલાઈની તામડી રૂપા જેવી ચળકતી હતી, તે મેં ઉંચકી જોઈ તો હલકી લાગી, પણ તે મજબુત હતી. તેણે કહ્યું કે કલાઈનું પતરૂં ઘણું હલકું ને કઠણ છે, તેથી બહુ ઉપયોગી ગણાય છે. કલાઈનાં વાસણો ચુલે ચઢાવાતાં નથી, કારણ કે તાપથી કલાઈ ઓગળી જઈ વાસણ રદ થઈ જાય છે.

રાધા મુગી રહી, પણ બીજે દહાડે તે નિશાળે આવી ત્યારે જસત વિષે કેટલુંક શીખી લાવી હતી, તે કહી ગઈ. તે પાસેના એક કારખાનામાં ગઈ હતી, ત્યાં તેણે કેટલાંક જસતનાં પતરાં દીઠાં હતાં. ત્યાંના મજુરોએ કહ્યું કે એ પતરાં છાપરાં અને પરનાળના કામમાં આવે છે; પરંતુ તે એકલા જસતનાં બનતાં નથી. તે જસત ચઢાવેલા લોઢાનાં બને છે. જસતને લીધે પતરાં કટાતાં નથી. તેઓએ કહ્યું કે તાંબું અને જસત મળવાથી પિત્તળ બને છે, અને તાંબામાં કલાઈ મેળવવાથી કાંસું બને છે.

---

## पाठ ५४. उष्णतामापक यंत्र.

**ધનકોર—ચંચળ** બેન, તે દિવસે તમારા ભાઈને તાવ આવતો હતો, ત્યારે દાક્તરે તેની કાખમાં નાની સીસી મૂકી હતી તે તમે જોઈ હતી ?

**ચંચળ**—હાજી, તે મેં દૂરથી જોઈ હતી. ભગુના શરીર કેટલો તાવ છે તે જાણવા સારૂ મૂકી હતી, અને દાક્તરે તે જો પછી કહ્યું કે એના શરીરમાં તાવ ૧૦૧ ડીગ્રી છે.

**ધનકોર**—તાવ ૧૦૧ ડીગ્રી છે એનો અર્થ તમે સમજો છે

**ચંચળ**—ના બેન. સીસી ઉપર ઝીણા આંકા ને આંક હતા તે જોઈને દાક્તરે કહ્યું હતું.

**ધનકોર**—ડીગ્રી એ અંગ્રેજી શબ્દ છે. તેનો અર્થ અ




અથવા ભાગ થાય છે. એ સીસીને ઉષ્ણતામાપક કહે છે કેમકે તેથી ગરમી કેટલી છે તે માપી શકાય આ સીસી તમે સૌ તપાસીને જુઓ.

**સમજુ**—(તપાસીને જોયા પછી)—આ સી કાચની છે, એનો એક છેડો ધોળો દેખાય છે, ને તે કંઈ ભરેલું હોય એમ માલમ પડે છે. સીસી પર ક પાડેલા છે, અને અંગ્રેજીમાં આંકડા માંડેલા છે.

**ધનકોર**—ખરી વાત. જે છેડો ધોળો દેખાય તેમાં પારો ભરેલો છે. તે વત્તી ઓછી ગરમી લાગવ ચઢ ઉતર થાય છે. તેનું કારણ એ કે નળીમાં બીજી હવા હોતી નથી, તેથી પારાને ચઢ ઉતર થવાનો અવ રહે છે. એ પારો જ્યાં આગળ અટકે, ત્યાં કયો આં છે, તે જોવાથી ગરમી કેટલા અંશ છે તે જણાઈ આવે તમે જાણો છો કે માણસને તાવ આવે છે, ત્યારે શરીરની ગરમી વધી પડે છે. તેના શરીરને આપણે અડાડીએ છીએ, ત્યારે આપણા હાથને જેવી ગરમી લાગે પ્રમાણે આપણે તાવ વધારે કે ઓછો છે એમ કહીએ છીએ પરંતુ શરીરમાં ખરેખરો તાવ કે ગરમી કેટલી છે, તે સીસી માપ્યા સિવાય આપણાથી બરાબર કહી શકાતું નથી.

**ચંચળ**—સીસી મૂકવાથી તાવ કેમ સમજાય ?

**ધનકોર**—આપણા શરીરની સ્વાભાવિક ગરમી ૯૮–૯૮½ અંશ હોય છે, માટે સીસીનો પારો ૧૦૧ સુધી ચઢે ત્યારે તાવ ૩ અંશ કે ૨½ અંશ છે એમ જાણવું. જો પારો ૧૦૫ કરતાં વધારે અંશ સુધી ચઢી જાય, તો તાવ ભયંકર સ્વરૂપ પકડે, અને દરદીને સન્નિપાત થાય.

આ સીસીમાં ૯૮ ઉપર એક કાપો જરા લાંબો રાખ્યો છે, તે આપણા લોહીની અથવા શરીરની સ્વાભાવિક ગરમી બતાવે છે.

હવે આ લાકડાના ચોકઠામાં જડેલી મોટી સીસી તપાસો, અને કહો કે તેમાં કયા કયા અંક માંડેલા છે.

**મેના**—પારા ભણીને છેડેથી ૩૦,૨૦,૧૦,૦,૧૦,૨૦, એમ દસ દસ ચઢતા અંક ૨૧૦ સુધી માંડેલા છે.* વળી ૩૦ ને ૪૦ ની વચ્ચે ૩૨ અને ૨૧૦ ની ઉપર ૨૧૨ લખેલા છે.




**ધનકોર**—ખરી વાત. ૩૦ અંશની ઉપર જરા લાંબો આંકો કર્યો છે તે ૩૨ અંશ બતાવે છે. ત્યાં આગળ પારો આવે, તો પાણી ઠરી જાય એટલીજ ગરમી છે એમ સમજવું.

**મણી**—પાણી તો ટાઢથી ઠરી જાય, તેમાં ગરમી શેની હોય ?

**ધનકોર**—ટાઢ અથવા ઠંડી જેવી કોઈ ચીજજ નથી. જે વસ્તુને આપણે ઠંડી કહીએ છીએ તે બીજાને મુકાબલે ઓછી ગરમ છે એમ સમજવું. બરફમાં પણ થોડી ગરમી હોય છે. બરફ ઓગળવા માંડે છે એટલે તેમાં ગરમી વધતી જાય છે; અને તે

* આ ઉપરાંત બીજા માપવાળાં ઉષ્ણતામાપક યંત્રો પણ હોય છે.

જેમ વધે તેમ તેમાં મૂકલી સીસીનો પારો ઉંચે ચઢતો જાય. પાણીને ઉકાળીએ ને તેમાં એ સીસી મૂકીએ, તો પારો ૨૧૨ અંશ સુધી ચઢે. એ પછી પાણીને ગમે તેટલું ઉકાળીએ તોપણ પારો વધારે ચઢતો નથી.

---

ઉષ્ણુતામાપક—ગરમી માપનાર.
સન્નિપાત—માથે ગરમી ચઢી જતાં લવારીએ ચઢી જવું તે.
સ્વાભાવિક—મુળની, પ્રથમથીજ રહેલી.

---

## પાઠ ૫૫. કપડાંની સ્વચ્છતા—ભાગ ૧.

કપડાં ઘણી રીતે મેલાં થાય છે. હવામાં ઊડતો ખેર તેને વળગે છે, અગર ધૂળમાં રગદોળાયાથી કે મેલા પદાર્થ સાથે ઘસાયાથી તે મેલાં થાય છે. વળી આપણા શરીર માંહેલો મેલ ચામડીનાં છિદ્ર વાટે નીકળે છે, તે કપડાંને લાગે છે તેથી પણ તે મેલાં થાય છે. મેલાં કપડાં અણગમો આપે છે, અને તે શરીરને મેલું કરે છે. જેમ કપડાં મેલાં રાખીએ તેમ તે વહેલાં ફાટે છે; એટલા માટે કપડાં સ્વચ્છ રાખવાં જોઈએ. ઉપરનાં કપડાં કરતાં જે કપડાં ચામડીને અડકે છે, તેની સ્વચ્છતા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. કપડાં ધોવામાં નીચેની સૂચનાઓ કામની થઈ પડશે.

૧. કપડાં ધોતી વખત પ્રથમ વિચાર પાણીનો કરવાનો છે. પાણી બે જાતનું હોય છે; હલકું ને ભારે. વરસાદનું પાણી સૌથી હલકું છે, તેથી ટાંકાના પાણી વડે કપડાં વધારે સાફ થાય છે. જે પાણીમાં ચુનો વગેરે ખનિજ પદાર્થ ભળેલા હોય, અને જે ધોળું કે ઝાંખું જણાતું હોય તે પાણી ભારે કહેવાય છે. એવા પાણીમાં કપડાં ધોવાથી તે જોઈએ તેવાં સાફ થતાં નથી. એવા પાણીમાં

સાબુ વાપરવો હોય તો વધારે લેવો પડે છે. પાણી ભારે હોય તો તે વાસણમાં ભરીને હવામાં ઉઘાડું રાખવું. ચુનો વગેરે ઠર્યા પછી ઉપલું પાણી ધોવામાં લેવું.

૨. કપડું ઘણું મેલું હોય તો તેને ઠંડા કરતાં ગરમ પાણી વડે ધોવાથી વધારે લાભ થાય છે.

૩. કપડાં ધોવામાં આપણા લોકો ઊસ વાપરે છે. ઊસમાં ક્ષાર ઘણો હોવાથી વખતે કપડાં કાળાં પડે છે, કે તેમનો રંગ બગડે છે. માટે ઉંચી જાતનાં કપડાં ધોવામાં તેનો ઉપયોગ ન કરવો. વિલાયતી ધોવાની ભુકી આવે છે, તેમાં તથા સોડામાં પણ ક્ષાર વધારે હોવાથી ઊસની પેઠે તે વાપરવામાં સાવચેતી રાખવી. ઊસને ઠેકાણે અરીઠા વાપરવાની રીત પસંદ કરવા જોગ છે, કેમકે તે ઘણીખરી સાબુની ગરજ સારે છે.

૪. લુગડાં ધોવામાં સાબુનો ઉપયોગ બહુ થાય છે. તેલ કે ચરબી અને સોડા કે પોટાશનો સાબુ થાય છે. સોડાને ઠેકાણે દેશી સાબુમાં ઊસ આવે છે. સાબુ જેમ નરમ હોય, તેમ તે વધારે વરે છે. જે સાબુમાં ઊસ કે સોડાનો ભાગ વધારે હોય તે કપડાંને બગાડે છે. એજ રીતે જેમાં તેલ કે ચરબીનો ભાગ વધારે હોય તે સાબુ પણ ધોવાના કામમાં સારો ન ગણાય. વિલાયતી પીળા સાબુની લાકડીઓ આવે છે, તે કપડાં ધોવાના કામમાં વધારે ઠીક પડે છે. લાકડીઓના કકડા કરીને તે ભિનાશ વગરની જગામાં રાખીમૂકવા.

૫. ધોબીને ધોવા આપતાં અગાઉ કે ઘેર ધોતાં પહેલાં જે કપડાં ફાટ્યાં હોય તે સાંધી લેવાં. ફાટેલાં કપડાં એમનાં એમ ધોવાથી તે વધારે ફાટે છે. ધોયા પછી થીગડાં મારીએ તો કપડાથી થીગડાં જુદાં પડે છે, અને ખરાબ દેખાવ આપે છે.

૬. ધોવાનાં કપડાંના વડ પાડવા, એટલે જાત અને ભાત ઉપર નજર રાખીને તેમના જથા જુદા પાડવા. સુતરાઉ, રેશમી, ને ઊનનાં કપડાં એકઠાં ન કરવાં, કેમકે તેમને સરખી રીતે ધોવાતાં નથી. ધોળાં ને રંગદાર કપડાં ભેગાં કરવાથી ધોળાં કપડાંને રંગ બેસે છે, કે એક જાતનો રંગ બીજી જાતના રંગ સાથે ભળે છે. જેમને તેલ, દિવેલ વગેરેના ડાઘ બેઠા હોય, તે બીજાં કપડાં સાથે ભળે, તો બીજાં કપડાંને તેના ડાઘ લાગે છે. ઘણાં મેલાં કપડાં હોય તેમનો પાસ થોડાં મેલાં કપડાંને બેસે છે.

૭. ઓછી મહેનતે કપડાં સારાં ધોવાય, તેને માટે તે પાણીમાં કેટલોક વખત ભીંજવી રાખવાં. પાણી ઠંડું કે કોકળવાણું લેવું, પણ ઉનું ખળખળતું પાણી વાપરવું નહિ. કપડાં ઘણાં મેલાં હોય, તો પહેલેથી ખળખળતા પાણીમાં ઊસ કે સોડા ઓગાળી રાખ્યો હોય તે એ પાણીમાં નાખવો. ઊસ કે સોડા કરતાં ખડીઓખાર વધારે મેલ કાપે છે, પણ તેથી ખરચ વધારે થાય છે. ગળા આગળના કે માથાવટીના કપડાંના જે ભાગ ઘણા મેલા થયા હોય, તે ઉપર પ્રથમ સાબુ લગાડવો, અને પછી તે કપડાં પાણીમાં બોળી રાખવાં.

૮. ચેપી રોગવાળાનાં કપડાં બીજાં કપડાં સાથે કદી ભેળવવાં નહિ. ખળખળતા પાણીમાં અર્ધો કલાક રાખવાથી કે તેવા પાણીમાં કાર્બોલિક એસિડ નાખીને કપડાં બોળી રાખવાથી રોગના જંતુઓનો નાશ થાય છે.

---

કાર્બોલિક એસિડ—એક જાતનો વાસ મારતો પ્રવાહી પદાર્થ.
કોકળવાણું—સહેજ ગરમ; સહેલું.
ખડીઓખાર—ટંકણખાર.
સોડા—એક જાતનો ખાર; સાજીખાર.

## पाठ ५६. कपडांनी स्वच्छता—भाग २.

પાણીમાં બોળી રાખેલા કપડાને બહાર કાઢીને ઉના પાણીમાં નાખવું. એ પાણી ચોકખું અને આપણા હાથથી સહી શકાય એટલું ગરમ રાખવું. ત્યારબાદ કપડાને સવળી બાજુથી ને પછી અવળી બાજુથી બે હાથ વડે ખૂબ મસળવું.

ધોયા પછી કપડાં નિચોવવામાં સાવચેતી રાખવી જોઈએ. તેને ખૂબ વળ દઈને નિચોવવા જતાં તે બારીક હોય તો ફાટી જાય છે. બારીક કપડાંની ઘડી વાળીને ખૂબ દાબવાથી પાણી નીતરી જશે; અથવા તેવી ઘડીને જાડા કપડામાં ઘાલીને પછી વળ દેવાથી પણ ચાલશે.

નિચોવેલાં કપડાં સુકવતા અગાઉ ખંખેરવાં, એટલે તેમાં રહેલું પાણી તથા નિચોવ્યાથી પડેલી કરચલી નીકળી જશે. પાણી વધારે રહે તો તેને સુકાતાં વાર લાગે છે, અને તેના રંગમાં ફેર પડે છે. કપડાં બનતા સુધી ખુલ્લી હવામાં પણ છાંયડે સુકવવાં. ઘરની અંદર કે તડકામાં ન સુકવવાં. સુકવતી વખતે કપડાંની અવળી બાજુ ઉપર રાખવી, અને જેના ઉપર તે સુકવીએ તે વસ્તુ સાફ જોઈએ. કાથાની દોરી પર કે લોઢાના સળીઆ કે કઠેરા પર કપડાં સુકવતાં તેનો પાસ કપડાંને બેસે છે. ગચ્છીના ધોરાને સાફ કર્યા વગર તે ઉપર સુકવતાં તે મેલાં થાય છે. કાંટાવાળી વાડે સુકવ્યાં હોય, તો તે ફાટવાનો સંભવ રહે છે. સુતરની સ્વચ્છ દોરી કે સાફ કરેલા વાંસ ઉપર તે સુકવવાનો રિવાજ રાખવો.

સુકાએલાં કપડાં ભેગાં કરીને તેમની ઘડીઓ વાળવી. એમનાં એમ કે કલ્લી કરીને ગમે ત્યાં નાખવાં નહિ. ઘડી કરતી વખતે સવળી બાજુ ઉપર લેવી, દરેક વસ્ત્ર ખંખેરવું, અને જે ચઢી ગયું હોય તે તાણીને બરાબર કરવું. કોરો બરાબર મળી રહે એ રીતે

તેને વાળવું. ચાદરો, સાડીઓ, ધોતીઆં, દુપટ્ટા, વગેરેની ઘડી સહેલાઈથી વળે છે; પણ અંગરખીઓ, ચોળીઓ, વગેરેની ઘડીઓ વાળવામાં સાવચેતી રાખવી પડે છે. બાંયો અને બીજા ભાગોને વાળતી વખતે કરચલીઓ પડવી ન જોઈએ. તોઈ, ફીત, કસબી કોર, વગેરે વળી ગએલી હોય ને પહેરીએ તો ખરાબ દેખાય.

ફલેનલ વગેરે ઊનનાં કપડાં ધોવામાં ખાસ ધ્યાન આપવાનું છે. જો બીજાં કપડાંની પેઠે તેને ધોવા જઈએ, તો કપડું તણાઈ જાય છે, તેની રૂવાંટી દબાઈ જાય છે, અને તે વહેલાં ફાટી જાય છે. ઊનના કપડાંને પ્રથમ ખૂબ ખંખેરવું કે તેમાંની ધૂળ નીકળી જાય. ઉકળતા પાણીમાં સાબુ ઓગાળવો.* એક વાસણમાં કોકીલું પાણી ભરીને તેમાં પેલું સાબુવાળું પાણી નાખવું. પછી કપડાને તે પાણીમાં ઝબોળવું, એટલે એક વાર એક છેડો ઝાલીને તેને બોળવું, ને બીજી વાર બીજો છેડો ઝાલીને બોળવું. તે સ્વચ્છ દેખાય ત્યાંસુધી તેને પાણીમાં ઝબોળવું, અને આમ તેમ ફેરવવું. એ પછી બીજા વાસણમાં સાબુવાળું પાણી રાખ્યું હોય તેમાં તેને ઝબોળવું. છેવટે સાબુ વગરના સહેતા પાણીમાં તેને બોળવું, અને નિચોવ્યા વગર તેને છાંયડામાં સુકાવા મૂકવું. પછી જરા ભીનું હોય એટલે તેને ઉપાડી લઈ અસ્ત્રી કરવી.

કપડાં જલદી ધોવાય અને સ્વચ્છ રહે, તેનો સારો ઇલાજ એ છે કે તેને ઘણાં મેલાં થવા ન દેવાં. બહુ મેલાં કપડાંને જોરથી ધોવાં પડે છે, તેમાં સાબુ વગેરેનો વધારે ઉપયોગ કરવો પડે છે, તેથી ખરચ વધારે થાય છે, અને કપડાં ફાટે છે પણ વહેલાં.

ગચ્છી—અગાસી. | દુપટ્ટા—ખેસ.

---

* સાબુને ઠેકાણે અરીઠા વાપરવાથી પણ એવાં કપડાં સારાં ધોવાય છે અરીઠાને કેટલોક વખત પાણીમાં પલાળી રાખ્યા પછી તેને મસળીને ફીણ કરવું, અને તે વડે ધોવું.

## पाठ ५७. कपडांनी स्वच्छता—भाग ३.

સુતરાઉ, રેશમી, કે ઊનનાં રંગદાર કપડાં ધોવામાં વધારે કાળજી રાખવી જોઈએ. તે ધોવામાં ઘણું ઉનું પાણી ન વાપરવું. તેમ તેમાં ઊસ, સોડા, વગેરે ધોવાની ભુકી કે સાબુનો ભુકો ન નાખવો. ફ્લેનલ માટે જેવું સાબુવાળું કે અરીઠાનું પાણી કરવાનું જણાવ્યું છે, તેવું પાણી આવાં કપડાં ધોવામાં લેવું. મેલ કપાય ત્યાંસુધી કપડાંને પાણીમાં રાખવાં. પછી ઠંડા પાણીમાં કપડાં મચમચાવવાં. તેમાં જરાક મીઠું નાખ્યું હોય તો રંગ ઊડી નહિ જાય. વળી જો તેમાં લગાર સરકો નાખ્યો હોય, તો રંગ જલેહ પકડશે. લગાર તેલથી કરમોવેલો બાજરીનો લોટ અને જરા ગોળ પાણીમાં પિગાળી તેમાં રેશમી કપડાં બોળી રાખવાથી તે સાફ થાય છે, અને રંગ ભભક મારે છે. એ પછી તેને હલકે હાથે નિચોવીને તરત સુકવી દેવાં. તડકામાં સુકવવાથી રંગ ઝાંખા પડે છે. કપડાંમાં પાણી વધારે રહ્યું હોય, અને તે સુકાતાં ઘણી વાર લાગે, તો વખતે રંગના રેલા ઉતરે છે. કપડાંની ઘડી કરતી વખતે તેમાં જરા પણ ભિનાશ રહી હોય, તો રંગ બગડે છે.

રંગબેરંગી ભરતકામવાળાં કપડાં ધોવામાં રંગદાર કપડાં ધોવાની જે રીત ઉપર આપી છે તેનો ઉપયોગ કરવો.

કપડાંને દીધેલી સુતરાઉ સફેદ ફીત અથવા કિનારી જલદી મેલી થાય છે. મેલી ફીત ખરાબ દેખાવ આપે છે. એવી ફીત કે કિનારી અથવા બીજી જાતની તોઈ કે ફીત સાફ કરવાનો સારો ઇલાજ એ છે, કે એક સીસા ઉપર કે ધોવાના પાયા ઉપર ધોળી ફ્લેનલનું કપડું વિંટાળીને તે પર કરચલી ન રહે, એવી રીતે કોરેકોર મેળવી ફીત લપેટવી. તેના બંને છેડા ફ્લેનલ સાથે ટાંકી લેવા. અરીઠાનું પાણી કરીને તેમાં સીસી કે પાયો એક વાર

એક છેડો પકડીને અને બીજી વાર બીજો છેડો પકડીને ઝબોળ્યા કરવો. ધોવણનું પાણી ચોકખું નીકળે ત્યાંસુધી તે બદલ્યા કરવું. પછી તેને ઠંડા પાણીમાં ઝબોળીને છાંયડામાં સુકાવા મૂકવો. સુકાયા પછી સંભાળથી કીત ઉખેડી લેવી.

કપડાં ઉપર કોઈ જાતના ડાઘ પડે, તો તરતજ તે સાફ કરવાના ઇલાજ લેવા. સુકાયા પછી તે સાફ કરવામાં ઘણી મહેનત પડે છે. ભણનારનાં કપડાંએ સાહીના ડાઘા ઘણી વાર પડે છે. લીલા ડાઘ દૂધમાં બોળીને ઘસવાથી કે નિચોવવાથી સાફ થઈ જાય છે. જો તેથી સાફ ન થાય, તો તે ઉપર મીઠું અને લીંબુનો રસ ઘસવો. બારીક કપડા પર ટર્પેન્ટાઇન ચોપડવાથી પણ સાહીના ડાઘ જાય છે. કપડું તેલ, દિવેલ વગેરે ચીકણા પદાર્થથી ચીકટાય, તો તે પર માટી ચોપડી તેને સુકાવા દેવું. પછી તેને સાબુ કે અરીઠાના પાણીથી ધોવામાં આવે તો ડાઘ જતો રહેશે. કેટલાંક ફળના રસ લાગવાથી કપડાને ડાઘ પડે છે, તે ઉકળતા દૂધમાં બોળવાથી દૂર થાય છે. તે કાઢવાની બીજી રીત એવી છે કે, ડાઘ પર મીઠું ઘસવું, અને તે પ્યાલાના મોં પર રાખીને તે પર ખળખળતું પાણી રેડવું. ચા અને બુંદના ડાઘ પણ આ રીતે જાય છે. રંગ અને રોગાનના ડાઘ ટર્પેન્ટાઇન ઘસવાથી અને તે પછી સાબુવાળા પાણીએ ધોવાથી જાય છે. સફેદ કપડાંમાં ભિનાશ છતાં તેમની ઘડીઓ વાળી હોય, તો તે ઉપર પિળાશ પડતા ડાઘ બેસે છે, તે કાઢવા બહુ મુશ્કેલ પડે છે. એવા ડાઘને પાણીથી ભીંજવીને તે ઉપર ચાકનો ભુકો ઘસવો. પછી તેને તડકામાં સુકવીને ઉપર પાણી છાંટવું. અને ઠંડા પાણીમાં છબછબાવીને કપડું સુકવવું. લોઢાના કાટના ડાઘવાળો કપડાંનો ભાગ ઉકળતા પાણીના વાસણ ઉપર રાખવો, અને તે ભિંજાય એટલે તે પર મીઠું ને લીંબુનો રસ ઘસી તે ઉપર ખળખળતા

પાણીની ધાર કરવી. ડાઘ પસરીને કપડાનો બીજો ભાગ બગડે નહિ એવી સાવચેતી રાખવી. એ પછી સહેતા પાણીથી ડાઘ ધોઈ નાખવો.

જલેહ—ભભક; ચળકાટ.
ટર્પેન્ટાઇન—એક જાતનું વાસ મારતું તેલ. તે કેટલાંક ઝાડમાંથી નીકળે છે.
સરેકો—શેરડીના રસ વગેરેમાંથી ખટાશ પડતો પદાર્થ બનાવે છે તે.
સહેતા—ખમી શકાય એવા.

## પાઠ ૫૮. રસોઈ—ભાગ ૧.

**ધનકોર**—બેનો, મારા પુત્રના લગ્નપ્રસંગે મારે તમને નોતરવાં જોઈતાં હતાં, પણ મારૂં વતન અહીંથી ઘણું આઘું હોવાથી તથા ઠેઠ સુધી આગગાડી ન હોવાથી મેં તે વિચાર માંડી વાળ્યો હતો. હવે આવતે રવિવારે હું તમને જાફત આપવાની ઇચ્છા રાખું છું. નદીને પેલે કાંઠે ઝાડની ઘટાવાળી એક રળિઆમણી જગા છે, ત્યાં આપણે સૌ સવારથી જઈશું. મારી જાફતથી તમને મઝા પડે, અને તે સાથે તમે કંઈ નવું શીખો, એટલા માટે હું સઘળી રસોઈ તમારી પાસે કરાવીશ. તમને જે નહિ આવડતું હોય તે હું બતાવીશ. તમને થોડું ઘણું તો રાંધતાં આવડે છે, અને બાકીનું તમારી માતાઓને પૂછીને શીખી લેજો. આજે હું તમને રસોઈ વિષે થોડીક સૂચનાઓ આપું છું, તે તમને રાંધતી વખતે ઉપયોગી થઈ પડશે.

ધનકોરની વાતથી છોકરીઓ ખૂશ ખૂશ થઈ ગઈ. તેમને આખો દિવસ ભેગાં રહી ગમત કરવાનો ને જમવાનો પ્રસંગ આજ સુધી આવ્યો ન હતો. માયાળુ ધનકોરના સહવાસમાં રહેવાને તેઓ હંમેશ રાજી હતી. સૌના ચહેરા આનંદથી ભરેલા જોઈ ધનકોરે કહ્યું, બેનો, રવિવારે તમને ખૂબ ગમત પડે એવી હું

તજવીજ કરીશ. મંછા બેન, તમે કહો જોઈએ આપણે ખોરાક રાંધીને શા માટે ખાઈએ છીએ?

**મંછા**—કાચો ખોરાક ભાવે નહિ.

**ધનકોર**—ખરી વાત, ખોરાકની કેટલીક ચીજો રાંધ્યા વગર ભાવે નહિ એવી હોય છે. તુવરની દાળ, વાલ, કે ચોળા એમનાં એમ ખાતાં અણગમો થાય છે. રાંધેલી સારી રસોઈથી મનને આનંદ થાય છે, અને તેથી ખાવાનું મન થાય છે. રાંધવાનું કંઈ બીજું કારણ હશે વારૂ?

**ચંચળ**—કાચું ખાઈએ તો પેટમાં દુખે.

**ધનકોર**—રાંધવાનું આ બીજું કારણ છે. કેટલીક ચીજો કાચી ખાઈએ તો તે પચતી નથી. જે પચે નહિ તે અપચો કરે, એટલે પેટમાં દુખે. રાંધવાનું ત્રીજું કારણ તમે કહી શકો છો?

**મેના**—ના બેન, ત્રીજું કારણ મારા જાણવામાં નથી.

**ધનકોર**—રાંધવાથી પુષ્ટિ આપે એવાં તત્ત્વ શરીરને વધારે મળે છે, અને તે રાંધવાનું સૌથી મોટું કારણ છે. કાચા કપાસીઆ ઢોરને ખવડાવે છે, ત્યારે તેમાંના કેટલાક આખા ને આખા છાણ સાથે નીકળી જાય છે. જે કપાસીઆ આખા નીકળી જાય, તેમાંનું સત્ત્વ ઢોરને નહિ મળવાથી તેને કંઈ લાભ ન થાય. એટલા માટે કપાસીઆ બાફીને તેને ખવડાવે છે. રાંધવાથી ખોરાકમાંનાં ઉપયોગી તત્ત્વો પોચાં પડે છે કે છુટા થાય છે. પોચાં કે છુટાં પડેલાં તત્ત્વ પચે છે, એટલે શરીરને પોષણ મળે છે. આપણે કહ્યું કે રાંધેલું અનાજ ભાવે છે, અને તેથી ખાવાની રુચિ થાય છે; પણ જો રસોઈ સારી ન થઈ હોય તો તે ભાવે કે નહિ?

**સમજુ**—ના બેન.

**ધનકોર**—રસોઈ સારી કરવાને તો ઘણી વાતો લક્ષમાં લેવી પડે છે. ઘણા મહાવરા વગર રસોઈ સારી થતી નથી. રસોઈ કરવામાં મરીમસાલા વગેરે સરસામાનનું પ્રમાણ એ મુખ્ય વાત છે. જોઈએ તે કરતાં મસાલો વધારે ઓછો પડે તો રસોઈ બેસ્વાદ થાય. અમુક વજનના રાંધણામાં મસાલો કેટલો જોઈએ તે જાણવાની જરૂર છે. જેમને ઘણો મહાવરો હોય છે તેઓ તો રોજની રસોઈમાં ચપટી કે આંગળાં વડે વજન માપી શકે છે. વધારે રાંધવું હોય તો તેમને પણ સરસામાન જોખી જોવો પડે છે. રસોઈની જુદી જુદી રીતો તમને એક વાર બતાવી હતી. દરેક રીતે સારૂં રાંધવામાં વખતનો ને તાપનો વિચાર કરવો પડે છે.

**મંછા**—એટલે શું બેન ?

**ધનકોર**—કેટલાંક અનાજને ચઢતાં વધારે વખત લાગે છે, અને કેટલાંકને ઓછો લાગે છે. ભાત કરતાં દાળને ઘણો વખત લાગે છે તે તમે જાણો છો.

---

જાફત—મીજબાની; ઉજાણી; જમવાનું.
રુચિ—ઇચ્છા.
સહવાસ—સમાગમ; સંગ; સોબત.
પ્રમાણ—માપ; મુકાબલે લેવાતું વજન.

---

## पाठ ५९. रसोई—भाग २.

**ધનકોર**—પાછળ કહ્યું કે ભાત કરતાં દાળને ચઢતાં વધારે વખત લાગે છે. ભાતને ઘણી વાર ચઢવા દઈએ તો તે ચઢીને લોચો થઈ જાય કે બળી જાય. કેટલાંક અનાજ ધીમે તાપે ઠીક થાય છે, અને કેટલાંકને સખત તાપ જોઈએ છે. તમે જાણો છો કે તાંદળજાની ભાજી જરા વળકો વળે કે ચઢી જાય છે, અને સુરણને બાફવાની

જરૂર પડે છે. ભાતને ટાઢું અધરણ ચાલી શકે, પણ ટાઢા અધરણમાં દાળ નાખી હોય તો તે ઠીંગરાઈ કે ઠુઠવાઈ જાય. વાલને ખદખદતા અધરણની જરૂર પડે છે. કઠોળમાત્રને ચઢતાં વધારે વખત લાગે છે, ને વધારે તાપ જોઈએ છે. સારી રસોઈ કરવી હોય તો સરસામાન સારો વાપરવો જોઈએ. હલકી જાતના ચોખા સારા લાગતા નથી. ઉંચી જાતના ઘઉં ન વાપરીએ, તો તેની વાનીઓ જોઈએ તેવી સારી ન થાય.

**મંછા**—પણ ઘરમાં તેવી ચીજો ન હોય તો?

**ધનકોર**—ન હોય તો હલકી ચીજોનો બેશ ઉપયોગ કરવો અને સારે ટાણે સારી ચીજો મંગાવવી. ચોખા હલકા ને જુના હોય તો ચઢતાં જરા ઘી, લગાર મીઠું, કે એક પતાસું નાખવાથી તે સ્વાદદાર થાય છે. શાકભાજી ચીમળાએલાં, પાકી ગએલાં, કે સડેલાં હોય તો તે સ્વાદિષ્ઠ ન થાય. શાક તરકારી તાજી વાપરવી, અને ઘરમાં હોય તે ચીમળાઈ કે સડી ન જાય એવી તજવીજ કરવી.

**ચંચળ**—બેન, ભાજી તે ચીમળાયા વગર કેમ રહે?

**ધનકોર**—ભાજી ભીના કપડામાં ઠંડકવાળી જગાએ રાખી હોય તો તે બહુ ન ચીમળાય. થાળીમાં પાણી ભરીને ભાજીની ઝુડીઓ તેમાં ઉભી રાખી હોય, એટલે મુળીઆં પાણીમાં ને પાંદડાં ઉપર રહે એમ કર્યું હોય, તો તે તાજી રહે છે. કોઈ કોઈ લોક ટંકણખારનું પાણી છાંટી ભાજી તાજી રાખે છે. સરસામાન પોતાની સ્થિતિ પ્રમાણે લેવાનો છે, પરંતુ જે સામાન પસંદ કરવો તે ખરાબ જાતનો, સડેલો, કે બગડેલો હોવો ન જોઈએ. આંખને ન ગમે એવો કાળો દુણાએલો, કે ખાટો ગોળ ખરીદવાથી શો લાભ થાય? કદી થોડો મોઘો મળે તો તે પ્રમાણમાં ઓછો વાપરવો, પણ માલ સારી જાતનો લેવામાંજ લાભ છે. કેટલીક વાર

આપણે બેદરકારીથી સામાન બગાડીએ છીએ, કે બગડેલો સામાન વાપરીએ છીએ; એનો તમે કોઈ દાખલો આપી શકો છો?

**ચંચળ**—મને તો એવો કંઈ દાખલો જડી આવતો નથી.

**ધનકોર**—ઠીક. છડેલા ચોખામાંથી કણકી, નાકાં, વગેરે બરાબર જુદાં પાડ્યાં ન હોય તો ભાત સારો ન થાય. દાળને પુઠાં હોય તે કાઢી નાખ્યા વગર રાંધીએ, તો તે ખરાબ દેખાવ આપે. ગોળના પાણીને ગાળ્યા વગર શીરો કરવામાં વાપરીએ, તો તેમાં થોડી ઘણી પણ કરકર આવે.

**સમજુ**—મારી માસીને ત્યાં હું જમવા ગઈ હતી, ત્યારે શીરો કચડ કચડ બોલતો હતો, તેનું કારણ એજ હશે નહિ વારૂ?

**ધનકોર**—એ કારણ હોય, કે લોટમાં કરકર હોય તેથી તે કચડ કચડ બોલતો હોય. તરતની ટંકાવેલી ઘંટીએ દળવાથી લોટમાં કાંકરી આવે છે. ઘઉંને વીણીને સાફ કર્યા ન હોય તો તેમાંની કાંકરી કે માટી લોટમાં આવે છે. આવા બનાવ જોઈએ તેવી કાળજી ન રાખવાથી બને છે. રસોઈ શી શી કરવાની છે, તેનો પ્રથમ વિચાર કરીને તેને માટે જે જે ચીજો જોઈએ, તે તૈયાર રાખવી જોઈએ. શાકને વઘારવાનો વખત થાય તે વખતે તેલની પાટુડી પાસે ન હોય કેહીંગની દાબડી હાજર ન હોય, તો વાસણ કે તેલ બળી જવાનો પ્રસંગ આવે. વધાર દઈને તરત તાસક ઢાંકી દેવી જોઈએ; પણ પાસે તાસક ન હોય તો તે ખોળવા જતાં વધાર નકામા જેવો થાય.

રસોઈ કરવામાં સૌથી વિશેષ ધ્યાન સફાઈ ઉપર આપવાનું છે. આપણા હાથ અને મસોતાં સ્વચ્છ જોઈએ. વાસણકુસણમાં મેલ હોય તો રસોઈ સ્વચ્છ ન થાય. જે આંખને ન ગમે તે મોંને ન ગમે એ કહેવત યાદ રાખવી.

---

વળીકા—વરાળથી સહેજમાં ચઢે તે.
વાનીઓ—રાંધેલી ચીજો.
ચીમળાએલાં—સુકાવાથી કરચળી પડેલાં.

---

## पाठ ६०. रसोईमां करकसर.

बोल्युं बहार पडे अने रांध्युं वरे पडे એવી કહેવત ચાલે છે. વધારે રાંધ્યું હોય તો તે હરેક રીતે ઠેકાણે કરવામાં આવે છે, પણ એ રીત પસંદ કરવા જેવી નથી. વધેલું અનાજ નાખી દઈએ કે કોઈને આપી દઈએ તો નુકસાન થાય, અને જો તે બીજે વખતે ટાઢું ખાઈએ તો શરીર બગડે. વરા પ્રમાણે જોઈએ તેટલુંજ રાંધવું એ સારી વાત છે.

રોજ અમુક માણસ ખાનાર હોય, તો તેમને માટે કેટલું રાંધવું પડે તે અનુભવથી જણાઈ આવે છે; પણ ઘણાં બૈરાં રોજના વરા ઉપર જોઈએ તેટલું ધ્યાન આપતાં નથી, તેથી તેમની રસોઈ ખૂટી જાય છે કે વધી પડે છે. રસોઈ ખૂટી જાય તો ભુખ્યાં રહેવું પડે કે ફરીથી રાંધવું પડે; અને જો તે વધી પડે તો તેને ગમે તે રીતે ગતે ઘાલવી પડે; એટલા માટે રસોઈમાં જે સરસામાન જોઈએ તે નિત્યના વરા પ્રમાણે માપીને કાઢવો જોઈએ. માપવાં માટે ત્રાજવાં કે પાલીઓ રાખવી, અથવા મુઠી કે આડીઆથી માપ મુકરર કરી રાખવું. બશેરના વરામાં મુઠી વધારે કે મુઠી કમી અનાજ લઈએ, તો દીસી ન આવે; પણ મુઠી કમી ને બદલે મુઠી વધારે નાખીએ તો રોજ બે મુઠીનો ફેર પડે, અને તેથી બાર મહીને કેટલું નુકસાન થાય તેનો વિચાર કરો. બશેર શાકમાંથી અધોળ નવટાંક રહેવા દીધું હોય, અને દાળમાં નાખ્યું હોય તો દાળ વધારે સારી થાય. દાળમાં મેળવણ નાખ્યું હોય, ત્યારે મેળવણના

પ્રમાણમાં દાળ કમી ઓરવી જોઈએ. જો તેમ ન કરીએ તો દાળ જાડી થઈ જાય કે વધી પડે.

મસાલામાં અને તળવાતાવવામાં પણ કરકસરની જરૂર છે. મસાલો વધારે પડે તો રસોઈ બેસ્વાદ થાય છે. મરચાં વધારે પડે તો તેથી મોં બળે, અને શરીરમાં આતશ થાય. હીંગ વધારે નંખાય તો તેની ગંધથી ખાવાનું મોંમાં ઘાલવું પણ ન ગમે. હળદર વધારે પડે તો રસોઈ હરમી થાય. તળવામાં જોઈએ તે કરતાં વધારે તેલ કે ઘી લીધું હોય તો તેમાંથી જે બળેલું વધે તે ખાવું ગમે નહિં; પરંતુ તેને નાખી દેવા કરતાં બીજા કોઈ ઉપયોગમાં લઈ શકાય. ગોળ કે ખાંડ જેવી મીઠી વસ્તુ પણ વધારે પડવાથી રસોઈ ઠીક લાગતી નથી. સહેજ વધારે કે સહેજ કમી પડે તો ચાલી શકે, માટે કરકસરની ખાતર સહેજ કમી નાખવાની રીત રાખવી જોઈએ. કમી નાખવાથી સ્વાદમાં ફેર પડતો હોય, તો માપ પ્રમાણે જોઈએ તેટલી નાખવી, પણ વધારે તો નજ નાખવી.

જો કંઈ ખાતાં વધે તો તે સાચવીને રાખવું જોઈએ. જો તેને બરાબર ઢાંકીએ નહિ, તો તેમાં માખો પડે કે તે ઉંદર બિલાડીને મોંએ જાય. કેટલીક વાનીઓ જલદી ઉતરી જાય છે. ઉનાળાના તાપમાં તો ઘણીખરી ઉતર્યા વગર રહેતી નથી. જે વાની ઉતરી જાય તે સડે છે, એટલે તેમાં નજરે ન દેખાય એવા જીવ પડે છે. એવી વાની ખાધાથી રોગ પેદા થાય છે, માટેજ વધારે પડતું રાંધવાની કે ટાઢુંશીળું ખાવાની મના કરવામાં આવે છે. રસોઈ ઉતરી કે સડી ન જાય તેને માટે ઉપાય લઈ શકાય છે. જો તેને ટાઢકમાં રાખીએ તો તે જલદી ન ઉતરે. કુશળ સ્ત્રીઓ મોટા તપેલામાં કે કથરોટમાં પાણી ભરીને તેમાં વધેલી રસોઈનું વાસણ મૂકે છે, તેથી ઘણા વખત સુધી રસોઈ જેવી ને તેવી જળવાઈ રહે છે. રસોઈને

ગરમામાં મૂકી ઢાંકણું દેવાથી જલદી ઉતરી જાય છે. જો તેમાં હુવાની આવજા થતી હોય તો વધારે મુદ્દત સારી રહે છે. જેમાં ખટાશ ભેળવી શકાય, તેમાં છાશ વગેરે રેડવાથી તે જલદી બગડતી નથી.

જે વાનીઓ વધી હોય, તે ટાઢી ખાવા કરતાં ગરમ કરીને વાપરવાથી ઠીક પડે છે. વળી કેટલીક વધેલી વાનીઓનું રૂપાંતર કરવાથી તે સ્વાદની સાથે ખાઈ શકાય. વધેલો ટાઢો ભાત હોય તેને વઘારીને ખાવાથી, કે લોટમાં ચોળી નાખીને તળેલા રોટલા કે વડાં કરવાથી ખાવામાં ઉલટી લહેજત પડે છે. વધેલી રોટલીને ફરીથી શેકીને તેના ખાખરા કર્યા હોય, તો ખાનાર હોંસે હોંસે ખાય છે.

---

આતશ—ગરમી.
બેસ્વાદ—સ્વાદ ન લાગે એવી.
રૂપાંતર—રૂપમાં ફેરફાર.
લહેજત—સ્વાદ.
હરમી—ડ્ગિરી.

---

## पाठ ६१. छोकरीओनी उजाणी—भाग १.

રવિવારે સવારમાં ધનકોરે ત્રણ ગાડીઓ તૈયાર રાખી હતી; બે ગાડીઓ બેસવા માટે, અને એક સરસામાન માટે. અર્ધા કલાકમાં સૌ નદી પાર ગયાં. નદીને કાંઠે મઝાની ઝાડી હતી, અને તેમાં મહાદેવના દહેરા પાસે નાની ધર્મશાળા હતી. ધર્મશાળામાં સરસામાન મૂક્યા પછી ધનકોરે કહ્યું, ચાલો બેનો, આપણે નદીએ જઈને નાહી આવીએ. રસોઈની શરૂઆત જલદી નહિ કરીએ, તો સાંજ સુધીમાં પણ ખાવાનું ઠેકાણું નહિ પડે. નદીના નિર્મળ પાણીમાં ચઢતે તાપે નાહવાની બહુ મઝા પડી. મુકામ પર આવ્યા પછી ધનકોરે કઢેલું દૂધ અને પુરીઓ ઘેરથી આણ્યાં હતાં, તે

કાઢીને સૌને હાજરી કરાવી. પછી તેમણે કહ્યું, હવે આપણે રસો-ઈનું કામ લઈ બેસવું જોઈએ. બધ્ધે વચ્ચે એક ચુલો તૈયાર કરવો,



અને જેને જે આવડે તે તેણે રાંધવાનું માથે લેવું. તમને જે નહિ આવડતું હોય તે હું તૈયાર કરીશ. રાંધતી વખતે જેને કંઈ ખુલાસો જોઈએ તેણે મને પૂછવું. સરસામાન ગોઠવી રાખ્યો છે તેમાંથી જેને જેટલો જોઈએ તેટલો તેણે લેવો. જોખવા માટે ત્રાજવાં તથા કાંટો તૈયાર છે.

સૌ છોકરીઓ ઉલટથી કામે વળગી. કોઈએ સાંતરૂ કાઢ્યું, કોઈએ દેવતા પાડ્યો, ને કોઈ કંટેવાળો કરવા લાગી; કોઈએ લોટ બાંધ્યો ને કોઈ ચોખાદાળ વીણવા મંડી; કોઈએ શાક મોળવાનું ને કોઈએ વાસણ સાફ કરવાનું માથે લીધું. દરેક વાની કેટલી કરવી

જોઈએ, અને તેમાં મસાલો વગેરે કેટકેટલો જોઈએ તેની સમ
**ધનકોર** પાસેથી તેમણે લીધી. નવી તરેહની એક બે વાની કરવાર
તથા છોકરીઓના કામ પર દેખરેખ રાખવામાં **ધનકોર** રોકાય
સઘળી વાનીઓ તૈયાર કરતાં બાર ઉપર ચાર વાગવા આવ્યા.

રસોઈ પુરી થયા પછી સૌ નદીએ ફરીથી નાહવા ગયાં. ના
ધોઈને પાછાં આવ્યા પછી જમવા માટે કેળની પાતળોમાં ભાણ
પીરસ્યાં. પોતાને હાથે તૈયાર કરેલી અનેક વાનીઓ ખાવા
છોકરીઓને મઝા પડી. નદી તરફથી ઠંડો પવન આવતો હતે
ઝાડની ઘટામાં તડકો પ્રવેશ પણ કરી શકતો ન હતો. સરખ
સાહેલીઓને સાથે બેસીને જમવાનો પ્રસંગ આવ્યો, તેથી સૌ
આનંદ થાય એમાં નવાઈ ન હતી. છોકરીઓના આનંદમાં વધા
થાય એવા ઇલાજ લેવામાં **ધનકોરે** કસર રાખી ન હતી.

જમીને પરવાર્યાં પછી **ધનકોરે** કહ્યું, ચાલો, આપણે નદ
કાંઠે પેલી ખુલ્લી ટેકરી છે ત્યાં જઈને ચાંદનીમાં બેસીએ, ને થો
ગપ્પાં મારીએ. સૌ બેઠા પછી **ધનકોરે** કહ્યું, બેનો તમને આ
સારી ગમત મળી તે જોઈને હું ખુશી થઈ. તમે સૌએ રાંધવા
કાળજી રાખી, તેથી એકંદરે રસોઈ સારી થઈ હતી. હવે આપ
દરેક વાની વિષે ચર્ચા ચલાવીશું. પુરીઓ બે જણીઓએ તૈય
કરી હતી, તેમાં તમે કોની પુરીને સારી ગણો છો?

**સમજુ**—મને તો મંજી બેનની પુરી વધારે સારી લાગી.

**ધનકોર**—કેમ વારૂ?

**સમજુ**—તેમની પુરી ભાંગીએ તો મોર મોર થઈ જતી.

**ધનકોર**—મોર મોર થઈ જવાનું મોટું કારણ એ કે તે
મોવણ વધારે પડ્યું હતું. રોજ ખાવાની પુરીમાં એટલું મોવ
નાખવું ન પાલવે. મેદાના લોટમાં રવો ભેળવીએ એટલે પુ

ઘણી ચીકણી ન થાય. વારૂ કોની પુરીઓ વધારે ફૂલી હતી અને તે શા કારણથી ?

**મેના**—ચંચળ બેનની પુરીઓ ફૂલીને દડા જેવી થઈ હતી. એમની પુરીઓ કેમ ફૂલી તેનું કારણ હું કહી શકતી નથી.

**ધનકોર**—પુરીઓ સઘળી બાજુથી એક સરખી વણી ન હોય તો તે બરાબર ન ફૂલે. વળી પેણીમાં મૂક્યા પછી ઘી તરફની બાજુ વધારે શેકાવા દઈએ તો પુરી ફૂલે નહિ. આપણે શીખંડ તો બજારમાંથી આણ્યો હતો. તે તમને કેવો લાગ્યો.

**ચંચળ**—મને શીખંડ જરા ખાટો લાગ્યો.

**મંછી**—શીખંડ જરા પાતળો હતો, પણ મને તો તે સ્વાદમાં સારો લાગ્યો.

**ધનકોર**—કોઈને ગળ્યું વધારે ભાવે છે, ને કોઈને ખટાશ વધારે પસંદ પડે છે, પણ મંછી બેન કહે છે તેમ તે સ્વાદમાં તો સારો હતો.

---

કસર—ખામી; બાકી.
પાતળ—પાનું; પતરાવળી.
પ્રવેશ—પેસવું તે.
મોળવું—સમારવું.
સાંતરૂં—સીધું; રસોઈની સામગ્રી.
હાજરી—થોડું ખાવું તે; નાસ્તો.

---

## પાઠ ૬૨. છોકરીઓની ઉજાણી—ભાગ ૨.

**ચંચળ**—ધનકોર બેન, તમે બીરંજ બનાવ્યો તે તો મોંમા સ્વાદ રહી જાય એવો થયો હતો. નાતોમાં ને ટાણેટચકે ઘેર બીરંજ કરે છે તે આવો થતો નથી.

**ધનકોર**—મેં બીરંજ દક્ષિણી ઘાટીનો બનાવ્યો હતો. તેમાં સાકર શેરે ત્રણ શેર નાખવી પડે છે.

**સમજુ**—ઓહો એટલી બધી સાકર! એમ છતાં તે બહુ ગળ્યો લાગતો ન હતો.

**ધનકોર**—કોઈ તો શેરે ચાર શેરીકી સાકર નાખે છે. ધીમે તાપે તેને તૈયાર કરતાં ચાર પાંચ કલાક લાગે છે. માંહે ચણાની દાળ પડે છે, અને કેસરનો ઉપયોગ ઘણો થાય છે. આપણાં રોજનાં જમણમાં દાળભાત મુખ્ય છે, માટે તે ઉપર વધારે લક્ષ આપવું જોઈએ. કહેવત છે કે जेनी दाळ बगडी तेनो दहाडो बगड्यो, અને जेनुं अथाणुं बगड्युं तेनुं वरस बगड्युं. આજે કઢી કરી હતી, તે છતાં ખાટી દાળ મેં મુદ્દામ કરવાની ગોઠવણ રાખી હતી. દાળ કેવી થઈ હતી તે કહો જોઈએ.

**સમજુ**—દાળ તો બહુ મઝાની થઈ હતી. આવી દાળ રોજ ખાવા મળે, તો હું તો ભાત ને રોટલી બંને ખૂબ ખાઉં.

**ધનકોર**—કહેવત છે કે हाथ करे के हाट करे. એટલે જો રાંધવામાં સારો હાથ બેઠો હોય તો રસોઈ સારી થાય, તેમ જો મનમાનતો સામાન હોય તો સ્વાદિષ્ઠ થાય. એકલી દાળ કરતાં તેમાં મેળવણ નાખ્યું હોય, તો તે વધારે સ્વાદ આપે છે. જુદી જુદી જાતના વઘાર કરવાથી અને મસાલા નાખવાથી દાળ સુધરે છે. દાળ જેમ વધારે ઉકળે તેમ તે સારી થાય. વારૂ આજની કઢી કેવી હતી?

**મેના**—દહીં ભાંગીને કીધેલી કઢીમાં પૂછવું શું?

**ધનકોર**—બેન, એકલા દહીંથીજ કઢી સારી થાય એમ નથી. તેમાં પણ જોઈએ તેટલું વેસણ તથા દાળની પેઠે સારી જાતનું મેળવણ પડે તો તે સારી થાય. દહીં કે છાશની ખટાશના પ્રમાણમાં તેમાં ખાંડ નાખવી જોઈએ. દાળની પેઠે કઢી પણ ખૂબ ઉકળવી જોઈએ. જો સાત ઉભરા આવે ત્યાંસુધી તેને

ઉકળવા દઈએ તો તે બહુ સારી થાય. આજના ભાત વિષે તમારે કંઈ કહેવાનું છે?

**ચંચળ**—મેના બેનનો ભાત જરા ચઢી ગયો હતો, અને સમજુ બેનનો જરા કાચો કે ઉભો રહ્યો હતો.

**ધનકોર**—તમારૂં કહેવું કંઈક ખરૂં છે. ત્રણ પાંખડીના નવા ચોખા સાવચેતી રાખી ન હોય તો ઝટ ચઢી જાય છે. કેટલાકને ચઢેલા ચોખા વધારે પસંદ પડે છે. ચોખા કાચા કે ઉભા રહે તેના કરતાં ચઢેલા ચોખા પચવામાં ઠીક પડે છે. ચોખાના દાણેદાણા છુટા રહે અને તે છતાં તે ઉભા રહ્યા ન હોય, તો તે ભાત સૌથી સારો સમજવો. ચોખા ઓસાવવા પડે તો તેમાંથી કસ જતો રહે છે, માટે જે ચોખા બેઠે અધરણે થાય તે સ્વાદિષ્ઠ વધારે હોય. ચોખાની જાત ઉપર તથા તે નવા છે કે જુના તે ઉપર આધાર રાખીને તેને માટે વધારે ઓછા અધરણની જરૂર પડે છે. જો ચોખાને ઠંડા પાણીમાં ધોઈ મેલ કાઢી નાખીને કેટલીક વાર પલાળી રાખ્યા હોય તો ભાત સુંવાળો થાય. નવા ચોખામાં જરા ઘી નાખ્યું હોય તો ચોખા છુટા રહે, પાણીનો સસડો રહે તો તપેલું ન્યાહે મૂકવાથી એટલે તેની ઉપર નીચે દેવતા નાખવાથી ચોખા છુટા ને સારા થાય છે. રાંધવામાં ઉતાવળ અથવા લપલપાટ ન કરવો. જેમ ચુલા ઉપર ચઢતા અનાજ તરફ નજર રાખવાની છે, તેમ ચુલા માંહે સળગતા દેવતા ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે. જેને તાપ થોડો જોઈએ તે વધારે તાપથી બળી જાય. જેને વધારે તાપ જોઈએ તેને ધીમો તાપ કામનો નહિ. બળતણ સંકોરીએ નહિ તો બહાર સળગતાં લાકડા નકામાં જાય. દેવતા એક કોરે સળગે તો વખતે વાસણની બીજી બાજુની કૂખ કાચી રહી જાય, અથવા ઓધો રહે. રાંધવા પીરસવામાં સ્વચ્છતાની

બહુ જરૂર છે. કંટેવાળાની રાખ, વાસણને વળગેલો મેલ, કલાઈ વગરનાં વાસણનો કાટ, ગળ્યા વગરનું પાણી, કે વીણ્યા વગરનું સીધું રસોઈને બગાડે છે.

---

| | |
|---|---|
| ખીરંજ—મીઠો ભાત; કેસરી ભાત. | મેળવણ—શાકભાજી નાખવાં તે. |
| મુદ્દામ—ખાસ. | વેસણ—ચણાનો લોટ. |

---

## पाठ ६३. केम खावुं ने क्यारे खावुं ?

**ધનકોર**—બેનો, આજે હું તમને કેમ ખાવું ને ક્યારે ખાવું તે વિષે થોડું કહેવા માગું છું.

**સમજુ**—કેમ ખાવું અને ક્યારે ખાવું તે તો અમે જાણીએ છીએ.

**ધનકોર**—ખરી વાત બેન, પણ તેની ખરી રીત જાણવાની અને તે પ્રમાણે વર્તવાની જરૂર છે. તમે સૌ જાણો છો કે જમતાં પહેલાં નાહવું જોઈએ, અથવા હાથપગ ધોવા જોઈએ; પરંતુ જે સારી રીતે ન નાહે, કે બરાબર હાથપગ ને મોં ન ધુએ, અથવા કોઈ વાર એમનાં એમ ખાવા બેસી જાય, તે સારૂં કરે છે એમ ન કહેવાય. જે હાથ વડે ખાવાનું તે હાથજ મેલો હોય, તો તેનો મેલ અન્ન ભેગો પેટમાં જાય. ખાતી વખતે રેશમી કે ધોએલાં કપડાં પહેરવાં જોઈએ એમ સૌ કોઈ જાણે છે, પણ રેશમી કપડું મેલું હોય કે સુતરૂ કપડું સ્વચ્છ ન હોય તો તે ઠીક ન કહેવાય. જમતી વખતે માથાનાં લટીઆં ઊડતાં હોય કે મોં તરફ આવ્યા કરતાં હોય, તો તે ખરાબ દેખાય. ભોજન કરતી વેળાએ ઉબડા બેસવું, કે બહુ નીચે નમવું એ સારૂં નથી. એટલા માટે જમતી

વખતે શરીર ને કપડાં સ્વચ્છ રાખવાની ને અદબસર બેસવાની પ્રથમ જરૂર છે.

**સમજુ**—હું ખાતી વખતે ઉબડી બેસું છું, ત્યારે મારી મા મને ટોકે છે.

**ધનકોર**—ઘણાં જણને ઉતાવળે ખાવાની ટેવ હોય છે. જાણે ધાડ પડવાની બીક હોય એમ તેઓ ખાવામાં લપલપાટ કરે છે; પરંતુ ખાવામાં ઉતાવળ કરવાથી ભારે નુકસાન થાય છે. જે ખાવું તે ધીમેથી ને ખુબ ચાવીને ખાવું જોઈએ. કેટલાંક મોટા કોળીઆ ભરે છે; અને ઝટ લઈને ગળે ઉતારી દે છે. કોઈ આંગળી તરછોડે છે, તો કોઈને બરાબર ચાંગળું વાળતાં આવડતું નથી. હાથ ચાટવા, બડુકા બોલાવવા, બચબચાટ કરવો, કે જોરથી સડુકા મારવા એ અસભ્ય ગણાય છે.

**મણી**—એમ ન કરીએ તો ખવાય શી રીતે?

**ધનકોર**—જેવી ટેવ પાડીએ તેવી પડે છે. બડુકા બોલે એવી ચીજ ખાવી હોય ત્યારે હોઠ બંધ રાખીને ચાવીએ તો અવાજ થોડો નીકળે. ચાવવામાં બચબચાટ કરવાની જરૂર પડતી નથી; સડુકા ધીમેથી મારીએ તો ચાલી શકે છે. મોંમાં કોળીઓ હોય તે વખતે બોલવું નહિ; તેમ જેથી મનને ઉદ્વેગ થાય એવી વાત કાઢવી નહિ, કે એવું કૃત્ય કરવું નહિ; પણ જેથી સૌને આનંદ થાય એવી વાત કરવી.

**ચંચળ**—એક વાર તમે બોલવાની ના પાડો છો, ને બીજી વાર આનંદ થાય એવી વાત કરવાનું કહો છો તે કેમ બને?

**ધનકોર**—મોંમાં કોળીઓ ચવાતો હોય તે વખતે બોલવું નહિ એમ મારૂં કહેવું છે. કોળીઓ ગળે ઉતર્યા પછી વાતચીત કરવામાં અડચણ પડતી નથી. પાણી પીવાની જરૂર પડે તો તે

ખાતી વખતે વચમાં થોડું પીવું, પણ ખાઈ રહ્યા પછી તો ઘણું પાણી પીવુંજ નહિ. એકી વખતે ઘણું ખાવાથી મંદવાડ થાય છે; માટે અકરાંતીઆવેડા કરવાની રીત સારી નથી. ઉંચી વાનીઓ સ્વાદિષ્ઠ લાગે છે, પણ તે પચવામાં ભારે પડે છે, માટે તે બહુ ખાવી નહિ. જમવામાં બહુ સ્વાદીઆં થવું નહિ, કેમકે રસોઈ સ્વાદિષ્ઠ થઈ ન હોય ત્યારે ભૂખ વેઠવાની વારી આવે છે. ભાણાં પીરસવામાં વધઘટ જણાય તો તેની અદેખાઈ ન કરવી. આપણે દહાડામાં બે કે ત્રણ વખત ખાઈએ છીએ. મુકરર કરેલે વખતે ખાવાનું રાખ્યું હોય તો વચ્ચે વચ્ચે ખાવાની લલુતા ન રાખવી. હરતાં ફરતાં કે ગમે ત્યારે ખાવાથી પાચનશક્તિને માથે વારે વારે બોજો પડે છે. જ્યારે ભૂખ લાગે ત્યારે ખાવું એ નિયમ સ્વાભાવિક છે, પણ ઘણી વાર કાચી ભૂખ લાગે છે કે સારી ચીજ જોઈને તે ખાવાનું મન થાય છે. વખત નક્કી કર્યો હોય, તો તે સમય આવે કે પેટ આપોઆપ ખાવાનું માગે છે. વાળુ કરવામાં હલકો ખોરાક લેવો તથા વાળુ કરીને તરત સૂઈ ન જવું.

---

અકરાંતીઆવેડા—ખાઉધરાપણું; બહુ ખાવાની ટેવ. | ઉદ્વેગ—શોક; ચિંતા.

---

## પાઠ ૬૪. ખોરાક—ભાગ ૧.

આપણું શરીર એક એંજિન જેવું છે. એંજિનમાં દેવતા સળગાવી તેને સળગતો રાખવા સારૂ વારંવાર કોયલા નાખવા પડે છે. તેવીજ રીતે આપણા શરીરમાં કુદરતી ગરમી છે, તેને કાયમ રાખવા સારૂ ખોરાકરૂપી બળતણ નાખવું પડે છે. વળી

જેમ એંજિન કે ગાડીની ધરી ચાલતાં ચાલતાં ઘસાય છે, તેમ આપણું શરીર પણ નિરંતર ઘસાઈ જાય છે. એંજિન ચાલે છે, ત્યારે તેના જુદા જુદા ભાગો કામ કર્યા જાય છે, તેમ શરીરમાં પણ રાતદહાડો થયાં કરે છે. આપણે જાગતાં કે ઊંઘતાં હોઈએ, ચાલતાં કે બેઠાં હોઈએ, તોપણ રાતદહાડો શરીરનો સંચો ચાલ્યા કરે છે. નાડી ચાલે છે, છાતી ઉછળે છે, અને હાથપગ વગેરે સર્વ પોતાનું કામ કરે છે. હંમેશાં કામ કરવાથી તે બધાં ઓછાંવત્તાં ઘસાય છે. ખોરાક લેવાથી ઘસાઈ ગએલાં અંગોનો કેટલોક સમાર થાય છે. વળી આપણે નાનેથી મોટાં થઈએ છીએ તેમ તેમ આપણું શરીર મોટું થતું જાય છે, તેનું કારણ પણ જે ખોરાક ખાઈએ છીએ તેજ છે. એ ઉપરથી હવે સમજાયું હશે કે શરીરને વધારવા તથા ગરમી આપવા, કામ કરવાની શક્તિ મેળવવા, અને ઘસારાની અસર ઓછી કરવા સારૂ ખોરાક જરૂરનો છે.

આપણે જે ખોરાક ખાઈએ છીએ તે સર્વેમાં એકસરખો ગુણ નથી. કોઈમાં ઘણે ભાગે ગરમી પેદા કરે એવો ગુણ હોય છે, તો કોઈ લોહી કે માંસ વધારી શરીર મોટું કરે છે. જેમાં ઈંડાંની સફેદી જેવું તત્ત્વ હોય તેવા પદાર્થ, સ્નિગ્ધ એટલે ઘી જેવા પદાર્થ, ચોખાની લાહી જેવા પદાર્થ, સાકરીઆ પદાર્થ, અને વનસ્પતિ અને ખનિજ ખાર, એ સર્વે જુદી જુદી રીતે શરીરને ફાયદો કરે છે. ઈંડાં, માછલાં, ગોસ, વગેરેમાં સફેદી જેવું તત્ત્વ વિશેષ હોય છે, તેથી માંસ વધે છે. ઘી જેવા પદાર્થ શરીરમાં ચરબીવાળાં અંગોને સુધારે વધારે છે, તેમજ ગરમી અને શક્તિ આપે છે. લાહી જેવા અને સાકરીઆ પદાર્થમાં ચોખાનું સત્ત્વ, ખાંડ, સાકર, ગુંદર, વગેરેનો સમાવેશ થાય છે. સ્નિગ્ધ પદાર્થોની પેઠે તેઓ ગરમી અને શક્તિ આપે છે. વનસ્પતિના ખાર એટલે લીંબુ,

આમલી, દ્રાક્ષ, શેરડીનો રસ, તાજાં ફળ, શાકભાજી, વગેરેમાં જે ખાર હોય છે તે લોહી સાફ કરે છે, અને હાડકાં મજબુત બનાવે છે. મીઠું, સિંધવ, પોટાશ, વગેરે ખનિજ પદાર્થ કહેવાય છે. તે શરીરનાં સર્વે અંગોને દુરસ્ત કરવામાં તથા વધારવામાં કામ આવે છે. જો ખોરાકમાં આપણે મીઠાનો ઉપયોગ બીલકુલ ન કરીએ તો રોગ થાય, અને વખતે મોત પણ નીપજે. વળી ખનિજખાર વડે લોહીના અને બીજા દ્રવ પદાર્થના કણ પ્રવાહી રહે છે, પાચનરસ પેદા થાય છે, અને હાડકાં વધે છે.

દૂધને પૂર્ણ ખોરાક કહેવામાં આવે છે; કેમકે તેમાં ખોરાકને માટે જોઈતાં સઘળાં તત્ત્વ હોય છે, અને તેથીજ નાનાં બાળક એકલા માતાના દૂધથી સારી રીતે ઉછરે છે. ગાયનું દૂધ માતાના દૂધને લગભગ મળતું આવે છે, પરંતુ બકરીના ને ભેંસના દૂધમાં સફેદીવાળો ને સ્નિગ્ધ પદાર્થનો ભાગ વધારે હોવાને લીધે તે બાળકને પચવામાં ભારે પડે છે. દૂધ બધી વાતે પુષ્ટિકારક છે, તોપણ જુદી જુદી વાનીનું ભોજન કરવાથી શરીરને વધારે ફાયદો થાય છે. જુદી જુદી ચીજો એકી વખતે ખાવાથી તે દરેકમાં જે સારા ગુણ હોય છે તે મળે છે.

જેઓ માંસાહારી નથી, તેઓના મુખ્ય ખોરાકનો આધાર દૂધ અને તેમાંથી થતા પદાર્થોતથા વનસ્પતિજન્ય વસ્તુઓ ઉપર છે. માંસાહારી લોકોને પણ આ પદાર્થો થોડા કે ઘણા ખાવાની જરૂર પડે છે. વનસ્પતિજન્ય પદાર્થોના આપણે પાંચ વર્ગ પાડીશુંઃ—૧ દાણા, ૨ કઠોળ, ૩ કંદમૂળ, લીલાં શાકભાજી અને ૫ ફળફળાદિ. આ દરેક વર્ગના ખોરાક વિષે થોડીક હકીકત જાણવી જરૂરની છે.

---

દ્રવ—પ્રવાહી.
પોટાશ—વનસ્પતિની રાખમાંથી કાઢેલો એક જાતનો ખાર.
સ્નિગ્ધ—તેલ જેવું ચીકણું.

# पाठ ६५. खोराक—भाग २.

દાણામાં ઘઉં, જવ, મકાઈ, બાજરી, બાવટો, જુઆર, ચોખા, વગેરેનો સમાસ થાય છે. તેઓમાં પાંચથી ચૌદ ટકા સુધી સફેદી જેવો પદાર્થ, અને આસરે ૭૦ ટકા સુધી લાહી જેવો પદાર્થ હોય છે. બાકીના પદાર્થ તેમાં થોડા થોડા હોય છે. આમાંના ઘણાખરા દાણાને દળીને લોટ કરવામાં આવે છે, અને તેનું થુલું ચાળીને જુદું પાડવામાં આવે છે. થુલામાં સફેદી જેવો પદાર્થ હોય છે, માટે તેનો લોટ ભેગો ઉપયોગ કરવો એ વધારે સારૂં છે; પરંતુ જો થુલું વધારે આવે તો અપચો ને ઝાડા થાય છે. દાણામાં ઘઉં સૌ કરતાં વધારે પુષ્ટિકારક છે, તેથી તેનો ઉપયોગ દુનિયાના ઘણા ભાગમાં થાય છે.

ઘઉં કરતાં જવ વગેરેમાં સફેદીવાળું તત્ત્વ કમી હોય છે, તે કારણસર તે ઓછા પુષ્ટિકારક હોય છે. ચોખામાં લાહીનો ભાગજ ઘણોખરો હોય છે, એટલે તેમાં સફેદીવાળું સત્ત્વ નહિ સરખું જોવામાં આવે છે.

કઠોળમાં વટાણા, તુવર, વાલ, ચણા, અડદ, મગ, મઠ, ચોળા, વગેરેનો સમાવેશ થાય છે. એમાં સફેદીવાળું સત્ત્વ ઘણું વધારે હોય છે, માટે બીજા લોકો કરતાં હિંદુઓ તેનો વધારે ઉપયોગ કરે છે. ચોખામાં આ સત્ત્વ નથી માટેજ ચોખાની સાથે દાળ ખાવાનો રિવાજ છે. રોટલી, રોટલા, ચોખા, દાળ, શાકભાજી, અને ઘીતેલનો ઉપયોગ કરવાથી શરીરને પોષણનાં સર્વ તત્ત્વ મળી શકે છે. જે કંઈ ખૂટતું રહે છે તે મીઠું ને અનેક તરેહના મસાલા પુરૂં પાડે છે.

કંદમૂળમાં બટાટા, અળુખડાં, શકરીઆં, સુરણ, રતાળુ, ડુંગળી, ગાજર, આરારૂટ, વગેરે આવે છે. તેમાંથી સફેદીનું સત્ત્વ થોડું મળી આવે છે; પરંતુ તેમાં લોહી જેવા પદાર્થનો ને પાણીનો ભાગ પુષ્કળ હોય છે. શકરીઆં, ગાજર, વગેરે કેટલાંકમાં સાકરીઆ તત્ત્વ હોય છે. લીલાં શાકભાજી તમારા જાણવામાં છે. તેમાં લોહી જેવા કે ખાંડ જેવા પદાર્થ ભાગ્યેજ હોય છે, પરંતુ તેમાંના ખાર ઉપયોગી થઈ પડે છે.

આપણા ખોરાકમાં જે તત્ત્વો જોઈએ તેટલાં હોતાં નથી તે આપણે તેમાં ભેળવીએ છીએ. જેમકે ખોરાકમાં જોઈએ તેટલા સ્નિગ્ધ પદાર્થ ન હોય તો આપણે તેમાં ઘી, તેલ, વગેરેનો ઉમેરો કરીએ છીએ, એટલે મોવણમાં, વઘારમાં, તળવામાં, કે માંહે ભેળવવામાં એ પદાર્થોનો ઉપયોગ કરીએ છીએ; પણ યાદ રાખવું કે સ્નિગ્ધ પદાર્થ જોઈએ તે કરતાં વધારે લઈએ તો તે રોગ ઉત્પન્ન કરે છે.

એજ રીતે આપણે ખાવામાં ગળપણવાળા પદાર્થ, જેવા કે ગોળ, ખાંડ, સાકર, વગેરે મેળવીએ છીએ, તે જેમ સ્વાદને વધારે છે તેમ તે ખોરાક તરીકે પણ બહુ ઉપયોગી છે. તેનો વિશેષ લાભ એ છે, કે પુષ્ટિકારક ખોરાક તરીકે શરીરમાં તે એકદમ દાખલ થઈ જાય છે, એટલે બીજા પદાર્થોની માફક જઠરાગ્નિને તેમાંનું પુષ્ટિકારક સર જુદું પાડવાની મહેનત પડતી નથી. મધમાં ખાંડ જેવા તત્ત્વ ઉપરાંત બીજાં કેટલાંક ઉપયોગી તત્ત્વો રહેલાં છે, તેથી ખોરાક તરીકે તે વધારે કીમતી છે. હાલ ચા, કાફી, કોકો, વગેરેનો વાપર આપણા દેશમાં વધવા લાગ્યો છે. ચામાં એક જાતનું ઝેર છે, રગોને તેજી આપે છે, જ્ઞાનતંતુને તથા મગજને ચંચળ કરે છે, અને લોહીના ફરવાને મદદ કરે છે; પરંતુ એ ઝેર જો પેટમાં

ારે જાય તો તેથી નુકસાન થાય છે; માટે ચાનો ઘણો પયોગ ન કરવો. ચાના ઝેરને મળતું કાફી અથવા બુંદ દાણામાં ક જાતનું ઝેર છે. બુંદ ચાના જેવો લાભ આપે છે, તથા પિશાબ ને આંતરડાંની ક્રિયાને મદદ કરે છે, તેથી તે ઉપયોગી છે, ણ વધારે લેવાથી તે પણ નુકસાન કરે છે.

તાડની જાતના એક ઝાડનાં બીને ખાંડીને ફાકા કરવામાં આવે અંદર રહેલા તૈલી ને ચરબીવાળા પદાર્થ કાઢી નાખીને તેમાં હી અને સાકરીઆ પદાર્થ ઉમેરવામાં આવે છે. ચા કાફીની ; એમાં પણ થોડુંક ઝેર હોય છે; તોપણ તેમાં બીજા એવા પદાર્થ ળેલા હોય છે, કે તેથી તે નુકસાન ન કરતાં પુષ્ટિ આપે છે.

---

ગુખડાં—અળવીની ગાંઠો. | આરારૂટ—એક જાતનો કંદ.

---

## पाठ ६६. वनस्पतिनी वात.

સવિતાએ ગુલાબને કહ્યું, બેન, તમે ઘણા દહાડા ઉપર ાસ્પતિની રમુજી વાત કરી હતી, તે મને હજી યાદ છે. આજે વિષે કંઈ વધારે વાત કહેશો ?

**ગુલાબ**—ખાસ કરીને માણસને વનસ્પતિ કેવી ઉપયોગી થઈ છે, તે વિષેની વાત આપણે કરી હતી. આજે તમને તે સંબંધી લીક ચમત્કારી વાતો કહીશ. જુઓ બેન, પેલું શું ઊડે છે વારૂ?

**સવિતા**—એ તો પરમેશ્વરની ગાય છે. જુઓ હું તેને પકડી છું. એની વચમાં નાનું જીવડું છે, અને તે ઊડ્યા કરે છે.

**ગુલાબ**—વચમાં જે છે તે જીવડું નથી. તમે તેને છુટું પાડીને ાસો.

૧૧

**સવિતા**—(તપાસીને)એ જીવડાની પેઠે હાલતું ચાલતું નથી.

**ગુલાબ**—એ આકડાનું બી છે. આકડાનું ડોડવું ફાટે છે, ત્યારે રૂથી વિંટાએલું બી બહાર પડે છે, તેને તૂર કહે છે. સીમળાને તથા ડોડીને એવાં તૂર થાય છે. એ તૂર હલકાં હોવાથી હવામાં ઊડે છે, અને એ પવનને લીધે ઝાડથી ઘણે દૂર ઘસડાઈ જાય છે. કોઈ ઠેકાણે તે જમીનમાં દટાય છે, અને તેને પાણી વગેરે મળે છે ત્યારે તે ઊગી નીકળે છે. કપાસ અને નરમાના બીજને પણ આકડાના તૂરની પેઠે આસપાસ રૂના લાંબા સાકા હોય છે. કેટલાંક બીને મથાળે કે છેડે વાળનાં ગુચ્છા જેવું હોય છે. કેટલાંક બીને જીંડવાં હોય છે. તે ફાટે છે, ત્યારે તેમાંથી તરેહ તરેહના રંગ એવા નીકળે છે, કે તે વડે પક્ષીઓ ને ઊડતાં જંતુઓ આકર્ષાય છે; અને તેમને તેઓ બીજે ઠેકાણે લઈ જાય છે. કોઈને કાંટા જેવું હોય છે, તેથી તે પ્રાણીઓના વાળ વગેરેમાં ભરાઈ જાય છે, અને ગમે ત્યાં ખરી પડે છે. દાડમ વગેરેના બીની આસપાસ ગળ્યો રસ હોય છે, તેથી તે પક્ષીઓ ખાય છે, કે ગમે ત્યાં લઈ જાય છે. જમરૂખ વગેરેનાં બીની આજુબાજુ ખાવા લાયક ગરભ હોય છે, તે પક્ષીઓ ખાય છે અને બીને ગમે ત્યાં લઈ જાય છે.

**સવિતા**—બેન, પરમેશ્વરે એવું શા માટે કર્યું હશે?

**ગુલાબ**—જો એમ કર્યું ન હોત, તો બીજે ઠેકાણે બીજ જવા ન પામત, અને વનસ્પતિ ગમે ત્યાં થાત નહિ. અગાસીના ધોરાની પેલી ફાટમાં પીપળો ઊગી નીકળ્યો છે, તેનું બીજ ક્યાંથી આવ્યું હશે? પક્ષીઓની અઘારમાં આખાં રહેલાં બીજ હોય તે ઊગી નીકળે. તેઓ ફળ લઈ જતાં હોય તેમાંથી બીજ ખરી પડે, કે તે પવનના ઝપાટાથી ઊડીને ગમે ત્યાં જઈ પડે ને ઊગી નીકળે. વેરાન બેટામાં કાળે કરીને જંગલ થાય છે, તેનું કારણ પક્ષીઓ છે.

કેટલાંક બી એવાં સૂક્ષ્મ હોય છે, કે તે નરી આંખે દેખાય પણ નહિ. એવાં બી ગમે ત્યાં ઘસડાઈ જાય છે ને ઉગી નીકળે છે.

**સવિતા**—વનસ્પતિને ગમે ત્યાં ઉગાડવાની ઈશ્વરે સારી યુક્તિ કરી છે.

**ગુલાબ**—જેમ તેને ગમે ત્યાં લઈ જવાની યુક્તિ કરી છે, તેમ તેના રક્ષણને માટે, ઊગવાને અર્થે, તથા ખોરાકને વાસ્તે પણ તેણે અજબ તરેહની ગોઠવણ કરી રાખી છે.

**સવિતા**—બેન, એ શું!

**ગુલાબ**—આપણે પરમ દહાડે સણંગ દાળ કરવા સારૂ વાલ પલાળ્યા હતા, ને તેને કપડેથી બાંધીને ઉપર ભાર શા માટે મૂક્યો હતો?

**સવિતા**—તેમાંથી કુંટાં નીકળે એટલા માટે.

**ગુલાબ**—કુંટાં અથવા વરડાં નીકળે, ત્યારે આપણે વાલ ઊગ્યા એમ કહીએ છીએ. જો તેને પાણી અથવા ભિનાશ ન મળે, તો તે ઊગેજ નહિ ભિનાશ મળે, પણ જો તેને જોઈએ તેટલી ગરમી ન મળે તોપણ તે ઊગે નહિ. શિઆળાની સખત ટાઢમાં કઠોળનાં વરડાં થતાં નથી તેનું કારણ એજ છે. વળી જો તેને પુરતી હવા ન મળે, તોપણ તે ઊગવા ન પામે. હરેક ફળમાં એક કે અનેક બી હોય છે. બીમાં એક બારીક જીવંત ભાગ હોય છે, તે ભાગને ઉગાડવામાં બાકીનો મોટો ભાગ ખોરાક પુરો પાડે છે. આગળ જતાં વધારે ખોરાકની જરૂર પડે છે, તે તેને જમીનમાંથી મળે છે. વળી બાકીનો ભાગ જીવંત ભાગનું રક્ષણ પણ કરે છે. નાળિએર જેવા મોટા ફળમાં ચોખાથી પણ નાનો ભાગ જીવંત હોય છે, તેને નાળિએરનું પાણી અને કોપરૂં ખોરાક પુરો પાડે છે, અને તેના વધારે રક્ષણને માટે કોપરા ઉપર સખત કાચલી, છોડાં વગેરે હોય છે.

**સવિતા**—ખરેખર બેન, આ તો નવાઈ જેવી વાત છે.

---

| | |
|---|---|
| આકર્ષાય—ખેંચાય. | સાકા—રેસા; તાંતણા. |
| નરમો—દેવકપાસ. | સૂક્ષ્મ—બારીક; ઝીણા. |

---

## पाठ ६७. कठोळ.

**ધનકોર**—આપણે ખોરાકના પાઠમાં કઠોળ વિષે થોડીક વાત કરી હતી તે તમને યાદ હશે.

**સમજુ**—હાજી, કઠોળમાં ઈંડાંની સફેદી જેવો પદાર્થ ઘણો હોય છે, માટે તે ખોરાકમાં લેવાની જરૂર છે.

**ધનકોર**—ખરી વાત. ચંચળ બેન, તમે કઠોળ કોને કહો છો?

**ચંચળ**—મગ, મઠ, ચોળા, અડદ, વગેરેને અમે કઠોળ કહીએ છીએ.

**ધનકોર**—કઠોળને દ્વિદળ એવું નામ આપવામાં આવે છે, કેમકે તેની બે દાળો છુટી પડે છે. મેના બેન, તમે બીજાં કઠોળનાં નામ દો જોઈએ.

**મેના**—તુવર ને વાલની દાળ થાય છે માટે તે કઠોળ કહેવાય.

**ધનકોર**—એ ઉપરાંત મસુર, લાંગ, ચણા, ને વટાણા, એ દ્વિદળના વર્ગમાં આવે છે.

**મણી**—મસુર ને લાંગ અમારા જોવામાં નથી આવ્યા.

**ધનકોર**—જુઓ આ તેના નમુના. એ બંને તુવરને મળતા આવે છે. મસુરની દાળ લાલ થાય છે. તેની લોચો દાળ કરી હોય તો તે રેશમ જેની સુંવાળી લાગે છે, અને તે તુવર કરતાં પણ વખણાય છે, પરંતુ તે ઘણી ખાવાથી રોગ થાય

લાંગમાં એક જાતની વાસ હોય છે, પણ તે સસ્તા મળે છે,
ી તેનો ઉપયોગ ગરીબ લોક કરે છે. સેવગાંડીઆ સસ્તા પડે
ટલા માટે કંદોઈ લોકો ઘણી વાર લાંગ વાપરે છે. સૌથી
ારે ઉપયોગ આપણે કયા કઠોળનો કરીએ છીએ?

**સમજુ**—તુવરનો.

**ધનકોર**—તુવરની દાળ આપણે ઘણું કરીને રોજ ખાઈએ
એ. એકલા ભાતથી પુષ્ટિને માટે જોઈએ તેટલું સત્ત્વ મળે નહિ,
ભાત કે રોટલી એકલાં ખાઈ શકાય નહિ, માટે તેની સાથે
ાની જરૂર પડે છે. બીજાં કઠોળ કરતાં તુવર પચવામાં સારી
જે ભાગમાં તુવર થતી નથી તે ભાગમાં તેને ઠેકાણે લોકો
ડદ કે મગ ખાય છે. અડદ બહુ પુષ્ટિકારક ગણાય છે, પણ તે
ચવામાં ભારે પડે છે. પૂર્વીઆ લોકો તો અડદની દાળજ પસંદ
છે. કાઠિઆવાડમાં પણ અડદ ખાવાનો રિવાજ ઘણો છે.
ાંને અડદની દાળ ભાવતી નથી, પણ છોડાં સાથે અડદની
ા ખૂબ મસાલો નાખી ધમધમાટ કરી હોય, તો તે સારી લાગે છે.
વી દાળમાં થોડું ઘી નાખ્યું હોય તો તે જલદી પચે છે એમ આપણા
લોકો કહે છે. અડદનો બીજો કંઈ ઉપયોગ થાય છે વારૂ?

**ચંચળ**—અડદની મોગર દાળ વઘારમાં નંખાય છે. એનાં
ાં પણ બહુ સારાં લાગે છે.

**ધનકોર**—વાટી દાળનાં વડાં તો વધારે સ્વાદ આપે છે.
ડદનો મોટો ઉપયોગ પાપડ કરવામાં થાય છે, એ વાત તો
મે કહેતાંજ નથી. શિઆળામાં કોઈ અડદીઆ લાડુ ખાય છે.
ી ગરીબ લોકો અડદાળુ કરે છે તે તમે જાણો છો?

**મેના**—બેન અડદાળુ તે શું?

**ધનકોર**—અડદ ને બાજરી કે વખતે કંઈ બીજું કઠોળ ભેળીને તેના લોટના રોટલા કરે છે તેને અડદાણુ કહે છે. મગ-મઠની ખાટી કે લોચો દાળ થાય છે, અને તેનાં વરડાં બહુ સ્વાદિષ્ઠ લાગે છે. તુવર કરતાં મગની દાળની ખીચડી વધારે સારી લાગે છે. મગમઠની પેઠે ચોળાનો ઉપયોગ થાય છે, તથા તેની વડીઓ અને પુડા બનાવવામાં આવે છે. એ વાનીઓ વાટી દાળની કરી હોય તો વધારે સ્વાદિષ્ઠ થાય છે. હવે કયાં કઠોળની વાત કરવાની બાકી રહી?

**મણી**—ચણા, વાલ, ને વટાણા.

**ધનકોર**—કઠોળમાં ચણા સૌથી વધારે પુષ્ટિકારક ગણાય છે, ને તેની ઘણી વાનીઓ થાય છે. ચણાને શેકીને કે તળીને ખવાય છે. તેની દાળ ઘણાં શાકમાં નંખાય છે; તેની દાળની વેઢમી તુવરની દાળની વેઢમી કરતાં વધારે સારી થાય છે; તેનું વેસણ કઢીમાં પડે છે; તેનાં ભજીઆં ઘણાં સારાં લાગે છે, તથા મગજ, બુંદી, કણસાઈ, ને લાકડસી લાડુ તેના લોટના બને છે. વાલ ને વટાણા તળીને અથવા નરમ ખવાય છે, અને તેની દાળનો ઉપયોગ કેટલીક વાનીઓમાં થાય છે. વાલ ને વટાણા બાદી બહુ કરે છે. માટે લોકો તેને ખાવાના કામમાં વારે વારે લેતા નથી.

---

દ્વિદળ—બે દાળ થાય એવું.
પૂર્વીઆ—પૂર્વ ભણીના દેશના લોક, જેને હિંદુસ્તાની લોક કહે છે તે.

---

## पाठ ६८. मसाला.

**ધનકોર**—બેનો, તમે આ મેજ ઉપર મૂકેલી વસ્તુઓ જેઈને તેનાં નામ દઈ જાઓ.

**મણી**—મીઠું, મરચું, હળદર, આમલી, મેથી, હીંગ, ધાણા, જીરૂં, રાઈ, એ ચીજો પહેલી હારમાં ગોઠવી છે.

**ધનકોર**—ઠીક. ચંચળ બેન, બીજી હારની ચીજો તમે ગણાવો જોઈએ.

**ચંચળ**—આદું, સૂંઠ, મરી, તજ, લવંગ, જાયફળ, ને એલાયચી.

**ધનકોર**—બહુ સારૂં, હવે ત્રીજી હારની વસ્તુઓ સમજુ બેન કહે.

**સમજુ**—દ્રાક્ષ, ચારોળી, બદામ, પસ્તાં.

**ધનકોર**—આ ચોથી હારમાં લીંબુ, કોકમ, આંબોળીઆં, ને સરકો છે. આ સર્વ વસ્તુઓનું એક સામાન્ય નામ છે તે તમારામાંથી કોઈ જાણે છે?

**ચતુર**—પહેલી હારની વસ્તુઓને અમે મસાલો કહીએ છીએ.

**ધનકોર**—જેમ પહેલી હારની વસ્તુઓને મસાલો કહે છે, તેમ બીજી ને ત્રીજી હારની વસ્તુઓને પણ મસાલો કહે છે. તેથી આ સર્વ વસ્તુઓનું સામાન્ય નામ મસાલો કહેવાય. વારૂ, એ મસાલો આપણે શા માટે વાપરીએ છીએ?

**મણી**—ખોરાક સ્વાદિષ્ઠ લાગે એટલા માટે.

**ધનકોર**—ખરી વાત. મસાલો નાખ્યા વગર કે તે ઓછોવત્તો પડ્યો હોય, તો દાળ, કઢી, શાક, વગેરે ભાવે નહિ. મસાલા વાપરવાનું બીજું કંઈ કારણ હશે?

**ચંચળ**—બીજું કારણ મને તો કંઈ માલમ પડતું નથી.

**ધનકોર**—મસાલા ભૂખ ઉઘાડે છે ખાવાની રુચિ ન હોય તોપણ મસાલેદાર ચીજ ખાવાનું મન થાય છે. મસાલો મોંમાંની લાળ વધારે છે તથા પેટમાં એક જાતનો રસ ઉત્પન્ન કરે છે. અને તે બંને પાચનક્રિયાને મદદ કરે છે.

**સમજુ**—ત્યારે તો મસાલો બહુ ગુણકારી ગણાય.

**ધનકોર**—હા બેન. આ સિવાય કેટલાક મસાલા ખાવાન વસ્તુઓને બગડવા દેતા નથી. તમારા અથાણાં આખું વર્ષ બગડ્ય વગર જળવાઈ રહે છે, તેનું એક કારણ તેમાં નાખેલા મસાલા હોર છે. વળી ઘણા મસાલા ઔષધની ગરજ સારે છે. બીજી હારમાં ગોઠ વેલા સઘળા મસાલા અનેક રોગ ઉપર કામમાં આવે છે. પહેલી ં બીજી હારમાં ગોઠવેલા મસાલાને અને ખાસ કરીને બીજી હારવા ળાને ગરમ મસાલો કહે છે, ને બહુ કરીને જે ચીજમાં મીઠું પડે તેમ તે વપરાય છે. ત્રીજી હારના મસાલા ગળી વાનીઓમાં વપરાય છે

**ચતુર**—બેન, ખટાશવાળી વસ્તુઓને મસાલામાં કે ગણતા હશે!

**ધનકોર**—કેમકે તેઓ બીજા મસાલાઓના જેવું કામ કરે છે મસાલા ખટ રસમાંથી કોઈ રસ આપે છે. સ્વાદમાં ખારૂં છત મીઠાને મસાલાનો સરદાર કહેવો જોઈએ, કેમકે બીજા મસાલ વગર ચાલે, પણ તે વગર તો ચાલેજ નહિ. એજ કારણથી એ સબરસ કહે છે. મરચું અને મરી તિખાશ આપે છે, પરંતુ મર ચાંથી જે અવગુણ થાય છે તે મરીથી થતો નથી. હળદર હરમ લાગે છે, પણ તે વાનીઓનો રંગ સુધારે છે. વજને પડી હો તો સ્વાદ વધારે છે, અને કેટલીક જાતના રોગ મટાડે છે. સૌથ લાભકારી ખટાશ લીંબુની છે.

**ચંચળ**—પણ આપણે તો આમલી બહુ ખાઈએ છીએ.

**ધનકોર**—ખરી વાત બેન, આમલી સસ્તી મળે છે, અ તેનો સ્વાદ કેટલીક વાનીઓમાં વધારે પસંદ પડે છે. આમલ કરતાં આંબોળીઆં સારાં, અને આંબોળીઆંથી કોકમ ચઢે છે

**મણી**—ધનકોર બેન, સરકો શું હશે?

**ધનકોર**—આપણે અહીં તે શેરડીના રસને। થાય છે. હવે ત્રીજી હારના મસાલા દૂધપાક, બાસુંદી, શીખંડ, વગેરેમાં નખાય છે. તજ, લવંગ, જાયફળ, ને ઇલાયચી ખારા ને મીઠા બંને પદાર્થોમાં નાખી શકાય છે.

---

## पाठ ६९. तेजाना.

**ધનકોર**—કાલે આપણે ગરમ મસાલાને બે હારમાં ગોઠવ્યા હતા, તે તમને યાદ હશે.

**ચંચળ**—હાજી. પહેલી ને બીજી હારમાં તે ગોઠવેલા હતા.

**ધનકોર**—તેને બે હારમાં ગોઠવવાનું કારણ હતું. બંને હારના પદાર્થ ગરમ મસાલામાં ખપે છે ખરા, પરંતુ ખરેખરા ગરમ મસાલા બીજી હારના છે, તેથી તેમને તેજાના એવું નામ આપવામાં આવે છે. તેજાના જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, એટલે તેને તેજી આપે છે, તેથી તે જેમ ખાવાની વાનીઓમાં વપરાય છે તેમ ઓસડના કામમાં પણ આવે છે. વળી શિઆળાના દહાડામાં લોકો વસાણાના લાડુમાં ને પાકમાં તેનો ઘણો ઉપયોગ કરે છે.

**સમજુ**—તેને શિઆળામાં કેમ વાપરતા હશે?

**ધનકોર**—તે ગરમ એટલે ઉષ્ણતા આપનાર હોવાથી ગરમીના દહાડામાં બહુ ખાઈ ન શકાય માટે. આદાની કાતળીઓ જમીનની અંદર એક જાતના છોડને બાઝે છે. ઉપરની છાલ છોલી નાખીને આદાને સુકવીએ એટલે સૂંઠ થાય. આદુ ને સૂંઠ આપણે અહીં પુષ્કળ થાય છે. મરીનાં ઝુમખાં એક જાતના વેલાને લાગે છે.

**મણી**—મરીના વેલા ગુજરાતમાં થાય છે?



**ધનકોર**—આપણા તરફ થતા નથી, પણ ગુજરાતના દક્ષિણ ભાગમાં અને વસાઈ તરફ થાય છે. લીલાં મરીનું અથાણું સારો ગુણ આપે છે. તજ, લવંગ, જાયફળ, ને ઇલાયચી, એ ગુજરાતમાં થતાં નથી, પણ હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં, લંકામાં, ને

લવંગ અને તેના ઝાડની ડાળ.

બીજા કેટલાક દેશોમાં થાય છે. તજ એ એક જાતના ઝાડની અંતરછાલ છે. તે સ્વાદમાં ગળચટી ને તીખી લાગે છે. લવંગ એક જાતના ઝાડનું સુકવેલું ફૂલ અથવા કળી છે. તે તીખું ને વાસવાળું હોય છે. જાયફળ એક જાતના ઝાડના ફળની ગોટલી છે. ફળ ઉપર જાડા પડ જેવું વિટાએલું હોય છે તેને જાવંત્રી કહે છે. દૂધપાકમાં જાયફળનો ઉપયોગ થાય



ઇલાયચીનો છોડ.

છે. જાવંત્રી બહુ કરીને ખાવાની વાનીઓમાં લેવાતી નથી, કેમકે તેનો મીનો ચઢે છે. જાયફળ અને જાવંત્રીમાં બંધકોશ કરવાનો ગુણ હોવાને લીધે તે ઔષધ તરીકે બહુ વપરાય છે. ઇલાયચી નાના છોડને લાગે છે. તે સૌ તેજાનામાં ચઢતી, સુવાસિત, અને ગુણકારી છે. એનો ઉપયોગ ઘણી વાનીઓમાં થાય છે, તથા તે મુખવાસ તરીકે બહુ વપરાય છે.

**ચતુર**—ધનકોર બેન, આપણે શીખંડમાં કેસર નાખીએ છીએ તે પણ મસાલો કહેવાય કે?

**ધનકોર**—હા બેન. કેસર એ એક ઝાડના ફૂલના વાળા છે, અને તે કસુંબીના વાળા જેવા દેખાય છે. જુઓ આ કેસરના વાળા છે. કેસર બહુ મોઘું મળે છે, તેથી તેનો ઉપયોગ ઝાઝો થતો નથી. કેસરથી ચઢતી ગરમ ને તીવ્ર વાસવાળી ચીજ કસ્તુરી છે. શ્રીમંત લોકો ચઢતી જાતની વાનીઓમાં તથા મુખવાસમાં તેનો ઉપયોગ કરે છે. તે ઔષધના કામમાં બહુ આવે છે; પરંતુ તે સોનાથી પણ મોંઘી હોવાથી સાધારણ રીતે વાપરી શકાતી નથી.

**ચંચળ**—કસ્તુરી કેવી હોય અને તે શાની થતી હશે?

**ધનકોર**—આ નમુના ઉપરથી તમે કહી શકો કે તે કાળા રંગની હોય છે. જે જાતના મૃગની ડુંટીમાંથી તે નીકળે છે તેને કસ્તુરીમૃગ કહે છે. જે તેજાના અથવા ગરમ મસાલા ખાવાની વાનીઓમાં આવતા નથી તે વસાણામાં ખપે છે. પીપર, પીપરીમૂળ અથવા ગંઠોડા વગેરે વસાણાના વર્ગમાં ગણાય છે.

---

અંતરછાલ—માંહેની છાલ.
કસ્તુરીમૃગ—જે હરણમાંથી કસ્તુરી નીકળે છે તે. (મૃગ-હરણ.)
જઠરાગ્નિ—જઠર-પેટનો અગ્નિ જે અન્ન પચાવે છે તે.
પાક—પુષ્ટિકારક ને પાચનકારો ખોરાક. સાલમપાક, હરડે પાક વગેરે.
પ્રદીપ્ત—તેજવાળી.
બંધકોશ—કબજીઅત.
સુવાસિત—સારા વાસવાળી.

## પાઠ ૭૦. તેલ.

ખાવામાં, બાળવામાં, અને બીજાં અનેક કામમાં ઘણી જાતનાં તેલ વપરાય છે. ખાવામાં તલના તેલનો ઘણો ઉપયોગ થાય છે. તલના તેલને મીઠું તેલ કહે છે. તે તાજું ને સારી જાતના તલનું વાપરવું જોઈએ. ઘણા દહાડા પડી રહ્યું હોય તે તેલ ખોરૂં લાગે છે, અને તેથી ઉધરસ થાય છે. કાળા તલ કરતાં દેશી કે પૂર્વી ધોળા તલનું તેલ વધારે પસંદ પડે છે. વઘારમાં અને તળવાતાવવામાં મીઠું તેલ બહુ વપરાય છે, અને કેટલાક લોક તો ઘીને ઠેકાણે તેને વાપરે છે. खोरुं तेल दिवेलमांथी जतुं नथी, એ કહેવત પ્રમાણે જે તેલ ખોરૂં થવાથી વાસ મારતું હોય, કે હાથે અડવાથી ચિકાણું લાગતું હોય, તે ખાવાના કામમાં ન લેતાં દીવો બાળવાના કામમાં લેવું.

મીઠું તેલ અથાણાંમાં ઘણું વપરાય છે. કેટલાક લોક અથાણાંમાં તેલને બદલે સરસીઉં નાખે છે, તથા તે વઘારમાં અને દીવે બાળવામાં પણ વાપરે છે. સરસીઆની વાસ જલદ હોવાથી તે ઘણાંને પસંદ પડતું નથી, તથાપિ જેમને સરસીઆનો મહાવરો હોય છે, તેમને તે તેલ કરતાં પણ વધારે ભાવે છે. જ્યાં સરસવ ઘણા પાકે છે, ત્યાં સરસીઆનો ઉપયોગ વધારે થાય છે.

જે ભાગમાં મહુડાં ઘણાં થાય છે, તે ભાગમાં તેનાં ફળમાંથી એટલે ડોળીઓમાંથી તેલ કાઢે છે. તેને ડોળીઉં કહે છે. એ તેલને ગરીબ લોકો તળ્યાતાવ્યામાં તથા દીવે બાળવામાં વાપરે છે. ઘણું સસ્તું હોવાથી, તથા ઘીની પેઠે ઠીજી જાય છે તેથી તેને સાબુ બનાવવાના કામમાં પણ લે છે.

કાબરીનું તેલ તાજું હોય તો ઘીના જેવું સ્વાદિષ્ઠ લાગે છે. કસુંબીના છોડને જે બી લાગે છે તેને કાબરી કહે છે. તળવા-તાવવામાં તેનો ઉપયોગ થઈ શકે છે.

સોનગઢ તરફ એક જાતનું તેલ થાય છે, તેને ખોરાસાની તેલ કહે છે, તે મીઠા તેલની પેઠે ખાવામાં વપરાય છે. અસલ તે ખોરાસાનમાં થતું તેથી તેનું એવું નામ પડેલું છે.

કોપરાને પીલીને જે તેલ કાઢવામાં આવે છે તેને કોપરેલ કહે છે. જ્યાં તે બહુ થાય છે ત્યાં તેને અનેક કામમાં લે છે. મોધું મળવાથી આપણે અહીં ગ્લાસમાં રોશની કરવી હોય ત્યારે તે વાપરે છે, કેમકે દિવેલ કરતાં એની રોશનીનું તેજ વધારે સારૂં પડે છે.

માથે ઘાલવા માટે મીઠા તેલનું ધુપેલ તથા અનેક જાતનું ફુલેલ બનાવવામાં આવે છે. સુગંધ તથા ઠંડક આપનારી અનેક જાતની વસ્તુઓ એક ઘડામાં નાખી તેમાં તેલ પૂરે છે. એક કોડીઆને બારીક વેહ પાડી ઘડા પર ઢાંકે છે અને તે ઉપર કપડું બાંધી લે છે. પછી એક મોટી ઠીબમાં ઘડાને ઉંધો પાડી તે ઉપર તથા ઠીબની બાકીની જગામાં છાણાં ગોઠવી તે સળગાવે છે. ઠીબ નીચે એક વાસણ મૂકેલું હોય છે તેમાં ઘડા માંહેલું તેલ ટપકે છે. તાપને લીધે તેલ ઉકળે છે, અને માંહે નાખેલી વસ્તુઓની સુગંધ વગેરે ગ્રહણ કરે છે. ચતુર સ્ત્રીઓ ધુપેલ પોતાને ઘેર પાડે છે, કેમકે તે બજાર કરતાં સારૂં ને સસ્તું થાય છે.

એરંડીઆ પીલવાથી જે તેલ નીકળે છે તેને આપણે દિવેલ કહીએ છીએ. તેનો સૌથી વધારે ઉપયોગ દીવો બાળવામાં થાય છે. ચોકખું દિવેલ જુલાબ લેવાના કામમાં આવે છે. એરંડીઆને ફોલીને પિલાવેલું કાચી તાવણીનું દિવેલ જુલાબ લેવાના વિલા-

-યતી દિવેલની લગભગ બરાબરી કરી શકે છે. જુલાબના કા
માટે ગામડાંમાં ફેલેલી દિવેલીઓને ખાંડીને તેમાંથી દિવેલ કાઢે
લીમડાની લિંબોળીનું, સીતાફળનાં બીજનું અને કણઝી ત
અળસીનું તેલ દવાના કામમાં આવે છે. કપાસીઆમાંથી
કાઢે છે તે કાબરીના જેવું સ્વાદમાં લાગે છે. બદામમાંથી ઉ
જાતનું તેલ નીકળે છે, પણ તે બહુ મોઘું પડે છે.

---

## પાઠ ૭૧. માલની ખરીદી.

**ધનકોર—મેના** બેન, ગઈ કાલે તમે અને તમારી
ફેરીઆ પાસેથી શું ખરીદતાં હતાં?

**મેના**—મારે માટે અને મારા નાના ભાઈને માટે છ
જોઈતી હતી તે તેની પાસેથી લીધી. તે જુદા જુદા રંગ
સારી છીંટો લાવ્યો હતો. છીંટો સસ્તી જોઈને અમે બે ર
રૂપીઆની ખરીદી કરી, પણ ધનકોર બેન, તમે ત્યાં ક્યાંથી?

**ધનકોર**—હું સમજુ બેનની મા માંદાં હતાં તેમને જોવા ર
ગઈ હતી. તમે જે કંઈ લેવું હોય તે ફેરીઆ પાસેથી લો છો?

**મેના**—અમે ઘણી વાર ફેરીઆ પાસેથી માલ લઈ
છીએ, કેમકે ઘેર બેઠાં માલ પસંદ કરીને લેવાનું ઠીક પડે
વારે વારે બજારમાં જવાનું ફાવે નહિ, અને મારા પિતા
બજારમાં જાતે જઈ માલ ખરીદવાની ચીડ છે.

**ધનકોર**—તમે કહ્યું કે ફેરીઆએ છીંટ સસ્તી આપી.
જાણો છો કે ફેરીઆ દુકાનેથી માલ લે છે, અને તે શેરીએ
ફરીને વેચે છે. તે આખો દહાડો રખડે અને મહેનત કરે

બદલામાં તે નફાની આશા રાખે. જેટલો તે નફો લે તેટલો માલ ઉપર ચઢે, એટલે બજારના માલ કરતાં તે મોઘો પડે કે નહિ?

**મેના**—એમ તો મોઘો પડે, પણ અમે એક વાર બજારમાંથી છીંટો આણી હતી તેના કરતાં આ છીંટો ઉલટી સસ્તી લાગી.

**ધનકોર**—એમ કેમ બને? ફેરીઓ કંઈ ઘરનાં નાણાં ગુમાવે નહિ. એ લોક ઘણી વાર કોહેલો કે હલકી જાતનો પણ દેખાવડો માલ આપીને બૈરાંને છેતરે છે. વળી કેટલાક તો માપવામાં ગરબડ કરે છે, માટે તેમની પાસેથી તો અણછુટકેજ માલ લેવો જોઈએ. બજારમાં વારે વારે જવાનું ન પાલવે, તો અમુક મુદ્દતે જવાનું રાખવું. ફેરીઆ પાસે થોડો માલ હોય તેમાંથી જે પસંદગી થઈ શકે, તેના કરતાં દુકાનોમાં જથાબંધ માલ હોય તેમાંથી વધારે સારી પસંદગી કરી શકાય; કેમ, એ વાત ખરી કે નહિ?

**સમજુ**—એ વાત તો ખરી, પણ બૈરાંને બજારમાં જતાં શરમ ન આવે?

**ધનકોર**—આપણે પોતાને જોઈએ તેવી ચીજો લેવા સારૂ બજારમાં જઈએ તેમાં શરમ શાની? બીજા ઉપર આધાર રાખવા જતાં ઘણી વાર માલ આપણને પસંદ પડે એવો આવતો નથી. દાણાદુણી વગેરે ભાયડા લાવે, પણ કાપડ વગેરે જે આપણે જોઈએ તેની જાતે જઈને પસંદગી કરવાની જરૂર છે. માલ થોડો થોડો ખરીદવા કરતાં જથાબંધ લેવાથી વધારે ઠીક પડે છે.

**ચંચળ**—તેનું શું કારણ? માલ જોઈએ તે કરતાં વધારે લીધો હોય, તો તે પડ્યો પડ્યો ખરાબ ન થાય?

**ધનકોર**—બેન તમારૂં કહેવું ખરૂં છે. જોઈએ તે કરતાં વધારે માલ ખરીદવા વિષે મારૂં કહેવું નથી. હંમેશાં માલ જોઈએ તેટલોજ લેવો, પણ તે જથાબંધ ખરીદવો એવું મારૂં કહેવું છે.

માલ થોડે થોડે લાવીએ તો તે મોઘો પડે છે, તે ખૂટી પડે વારે વારે મંગાવવાની જરૂર પડે છે, અને વખતે વેપારી ઓછો ધાલી આપે છે. મોસમમાં માલ સસ્તો હોય છે, પા મોસમ ગયા પછી મોઘો થાય છે; માટે મોસમમાં વર્ષ છ નાનો માલ ખરીદી લેવો એ સારૂં છે. નાના દુકાનદાર મોટા વેપારી જથાબંધ માલ લેનારને તે સસ્તે ભાવે આપી છે, તેમ તેઓ માલ આપવામાં ઝાઝી ગરબડ પણ કરતા શાકભાજી, ફળફળાદિ જે ટોપલાવાળીઓ લાવે છે તે માલ રતો હોય છે કે મોઘો પડે છે. બજારમાંથી લાવવા કે મંગાવ આળસથી ટોપલાવાળીઓ પાસેથી વસ્તુઓ દાણા, ફાટાં કા કે પૈસા આપીને ખરીદવી એ સારૂં નથી. માલ ઉધારે લાવ રીત ઘણે ઘેર જોવામાં આવે છે, પણ એ રીત પસંદ કરવા નથી; કેમકે તે મોઘો પડે છે અને વખતે હિસાબમાં ગોટાળો છે. વળી તરત પૈસા આપવાના ન હોવાથી જરૂર જેટલો કે પડતો માલ આવે છે તેની કાળજી પણ રહેતી નથી.

---

## પાઠ ૭૨. ઘર અને તેની આસપાસની જગા.

આપણા દેશમાં ઘણાખરા લોકો પોતાને માટે ઘર બંધાવે એટલે પરગામી સિવાય ભાડાના ઘરમાં રહેનારા લોકો થો હોય છે. ઘર બાંધવું હોય કે ભાડે લેવું હોય, પણ તે બાંધ કે ભાડે લેવામાં ઘણી વાતોનો વિચાર કરવો જોઈએ.

પોતાની સ્થિતિ અને કુટુંબના ખપ પ્રમાણે ઘર મોટું કે અથવા ચઢિઆતું કે ઉતરતું જોઈએ. કમાણી સારી છતાં

કે ઉતરતા ઘરમાં રહેવું એ પસંદ કરવા જોગ નથી; એમ છતાં ખરચ ઓછો પડે એવા ઇરાદાથી અયોગ્ય ઘર પસંદ કરીને ઘણા લોક હેરાન થાય છે. કુટુંબમાં માણસો વધારે હોય, તો સાંકડેમોકળે સમાસ કરી લેવાશે, એમ સમજીને એક બે ખંડનું નાનું ઘર બાંધવામાં કે ભાડે લેવામાં આવે, તો તેથી કેટલી વિટંબણા ભોગવવી પડે! ઘણાં માણસને એક નાના ખંડમાં ગોંધવાથી તેમની તંદુરસ્તી બગડે.

પેહેલેથીજ વિચાર કરીને ઘર યોગ્ય જગા ઉપર બાંધવું. જ્યાં પાણી ભેગું થતું હોય, એવી નીચી જગામાં ઘર બાંધવું નહિ. જો બની શકે તો ઉંચામાં ઉંચી જગા પર ઘર બાંધવું કે જેથી શરદીની અસર થાય નહિ. ઘર ઉંચી જગા ઉપર બાંધવાથી ચોકખી હવા ને અજવાળાનો સારો લાભ મળે છે. વળી ઘર બાંધતાં પહેલાં વિચાર કરવો કે મીઠા પાણીનો વગ પાસે હોય, અને દુષ્ટ લોકોનો પાડોશ ન હોય.

ઘરની ઉભરાણી જેમ બને તેમ ઉંચી રાખવી જોઈએ. આસપાસની જમીન કાળે કરીને ઉંચી ચઢે છે, તેથી ઉભરાણી થોડી હોય તો ઘર નિચાણમાં આવી જાય છે. નીચી ઉભરાણીવાળાં ઘરમાં ભેજ આવે છે, અને ભેજવાળાં ઘર રોગ પેદા કરે છે.

આપણા લોકો દક્ષિણદ્વારૂં ઘર નખેદ ગણે છે, તેનું કારણ આ છે. દક્ષિણ તરફનો પવન વધારે હોવાથી વરસાદની વાછંટ ઘરમાં આવે છે, તેમ સૂર્યનું તેજ ને અજવાળું ઘરની અંદર બરાબર આવી શકતાં નથી. બારણાં પૂર્વ પશ્ચિમનાં હોય તો સવાર સાંજ તાપથી કંઈક હેરાન થવું પડે, પણ તેથી લાભ વધારે થાય છે.

ખપના પ્રમાણમાં ઘર વિશાળ બાંધવું જોઈએ. તેમાંના ખંડ જેમ બને તેમ મોટા ને ઉંચા બાંધવા. તેમાં હવા અજવાળાને માટે

જોઈએ તેટલાં ને મોટાં બારીબારણાં સામસામા રાખવાં. બારીબારણાં સામસામાં ન હોય તો હવાની આવજા સારી રીતે થઈ શકે નહિ, કે અજવાળું જોઈએ તેટલું ઘરમાં પડે નહિ. વચ્ચે ચોક હોય એવી બાંધણી પસંદ કરવા જેવી છે; કેમકે ચોક વડે ઘરના જુદા જુદા ખંડોમાં અજવાળું આવી શકે છે. ચોકની આસપાસ ઉપલે મેડે કે બીજે ઠેકાણે અગાસી હોય તો તે અનેક રીતે ખપ આવે છે. ઘરને મેડે છજાં કાઢ્યાં હોય તો તે ઘણા કામમાં આવે છે. ખાળચોકડીની સોઈ બનતા સુધી સર્વ ખંડમાં રાખવી જોઈએ.

સગવડ હોય તો રસોડું, કોઠાર, તબેલા, ને કોંઢીઆં ઘરથી અલગ બાંધવાં જોઈએ. બનતા સુધી સંડાસ ઘરથી દૂર રાખવાં ને તે સાફ રહે તે માટે ખાસ સંભાળ રાખવી. ખાળનું ને સંડાસનું પાણી ભરાવા માટે ખુલ્લા ખાડા કરવા નહિ, કે તે ખુલ્લી નીકોમાં વહેવા દેવું નહિ. એવા પાણીને માટે ખાળકુવા કરાવવાની રીત સારી નથી. ખાળકુવાનું ખરાબ પાણી જમીનની અંદરના ભાગમાં વહે છે, અને તે વાપરવાના કુવાઓમાં પ્રવેશ કરે છે.

ઘરની ચારે બાજુ ખુલ્લી હોય તો વધારે સારૂં. એથી ઘરમાં હવા અજવાળું વધારે આવે છે. ખુલ્લી જગામાં આંખને ગમે અને સુગંધ આપે એવાં ફૂલઝાડ વાવવાં. વાડા મોટા હોય તો તેમાં ઉપયોગી ને શોભાયમાન ઝાડ વાવી શકાય. કદી જગા બીલકુલ ન હોય તો ફૂલઝાડનાં કુંડાં પગથીઆં પર, છજાંને મોખરે, કે અગાસીના ધોરા પર મૂકવાની ગોઠવણ કરવી. તુળસીક્યારા રાખવાની રીત પસંદ કરવા જોગ છે.

ઘરની આસપાસ કોઈ જાતની ગંદકી થવા ન દેવી. કચરો પુંજો કે એંડવાડ ઘરની નજીકમા નાખવાની રીત નુકસાનકારક છે. કચરાપુંજામાં જીવજંતુ ભરાઈ રહે છે એટલુંજ નહિ, પણ તેમાંની

વનસ્પતિ અને બીજી વસ્તુઓ સાથે પાણી ભળવાથી કોહાણ ઉત્પન્ન થાય છે, અને તેથી ભયંકર રોગ ફાટી નીકળવાની ધાસ્તી રહે છે.

---

## पाठ ७३. रसोडां ने पाणिआरां.

ચોકવાળા ઘરમાં રસોડું ને પાણિઆરૂં, ચોકની નજીક હોય છે. ટાંકા કે કુવાની પાસે પાણિઆરૂં, અને પાણિઆરાની નજીક રસોડું હોવાથી પાણી લેવાની સોઈ સારી રહે છે, અને રસોડા પાણિઆરાનું એઠું કે મેલું પાણી ચોક વાટે ખાળમાં ચાલ્યું જાય છે. પરંતુ આવે ઠેકાણે રસોડું હોય તો ધુણીથી ઘરનો રંગ-રોગાન અને સરસામાન કાળો પડે છે, તથા ઘરમાં વસનારને ત્રાસ થાય છે. ચારે તરફથી ઘેરાએલું નાનું રસોડું રાંધનારને બહુ હેરાન કરે છે, માટે આવા રસોડાને ધુમાડીઉં તો અવશ્ય જોઈએ. ધુમાડીઉં હોવાથી ધુણીનો ઘણો ભાગ ઉપર ચાલ્યો જાય છે.

રસોડું છોબંધ, ચોરસીવાળું, કે પત્થરની લાદીનું હોય તો તે વધારે સાફ રહી શકે છે. એવા ભોંયતળીઆને રોજ ખૂબ ઘસીને ધોવું જોઈએ. કદી તે લીંપણનું હોય તો તેને રોજ અબોટ દેવાની જરૂર છે. ચુલા અને આગમણીને સાફ કરીને લીંપ્યા વગર તેમાં એઠવાડ ભરાઈ રહે છે. રસોડાની ભીંતો ધુણીને લીધે જલદી કાળી પડી જાય છે, માટે તેને વખતોવખત ધોળાવવી જોઈએ. ગ્રહણવખને નવેણ સાફ કરવાનો ને ધોળવાનો તથા ઘર લીંપવા-ગુંપવાનો રિવાજ છે તે સારો છે. રસોડાને છાપરે કે મથાળે ધુણીની કાળાશ જામે છે, તથા તેને બાવાં બાઝે છે, તે જો કાઢી નાખવામાં ન આવે તો વખતે રસોઈમાં પડે છે.

ઘણા લોકોને ત્યાં રસોડામાંજ જમવા બેસવાનો રિવાજ હોય છે. રસોડામાં ચુલાનો તાપ આવે છે. તેમાંની ધુણી આંખે લાગે

છે, અને જોઈએ તેટલી સ્વચ્છતા રહેતી નથી; માટે બનતા સુધી જમવાની જગા અલગ જોઈએ. બીજી જગાની સગવડ ન હોય તો દેવતા છાંટી નાખ્યા પછી રસોડું સાફ કરીને જમવા બેસવું. રસોડું મોટું હોય, તો રસોઈવાળી અને જમવાની જગા વચ્ચે ભીંતની કે પડદાની આડ કરવી.

જ્યાં ખાળની સોઈ હોતી નથી, ત્યાં રસોડા પાણિઆરાના એઠા ને ગંદા પાણીને માટે નાની કુંડીઓ કરાવવામાં આવે છે. એ ગંદું પાણી રોજ ઉલેચીને તે સાફ રાખી ન હોય તો તેમાંથી દુર્ગંધ નીકળે, અને જો વધારે દહાડા પાણી ભર્યું રહે તો તેમાં કીડા પડે.

પાણીનાં મટકાંને માટે ગરીબ લોકો લાકડાની ઘડમાચી વાપરે છે, અથવા માટીનાં કે લાકડાનાં પાણિઆરાં કરે છે. ઘડમાચી પર માટલાં રાખ્યાં હોય તો તેમાંથી ઝમે તે પાણી ભોંયમાં પચતું અટકાવવા માટે તળે કુંડું કે કંઈ વાસણ રાખવું જોઈએ. માટીના કે લાકડાના પાણિઆરા પર મૂકેલાં માટલાં તળે કીડિઆરાં રાખવાથી પાણિઆરાની માટી કે લાકડું ઓછું ભિંજાય છે.

સારાં ઘરમાં પાણિઆરા છોબંધ કે પત્થરનાં હોય છે, અને તેની આગળનો કેટલોક ભાગ છોઈ લીધેલો હોય છે. પાણિઆરાંને એક કે વધારે માળ હોય છે, અને તે ઉપરની ભીંતમાં મહેરાબ કરીને લોટા વગેરે મૂકવાની સોઈ કરેલી હોય છે. પાણિઆરાંને ખામણ હોય છે, તે ઉપર ગોળીઓ ને બેડાં મૂકવામાં આવે છે. દરેક માળને નાના નળ રાખેલા હોય છે, તેથી ઝમેલું કે ઢળેલું પાણી તે વાટે નીચે આવે છે, અને ખાળમાં ચાલ્યું જાય છે.

પાણિઆરાની અને તે ઉપર રાખેલાં વાસણની સ્વચ્છતા જાળવવા ઉપર ઘણું લક્ષ આપવું જોઈએ. પાણિઆરૂં ઘસીને રોજ સાફ કરવું. પાણીમાં મેલ ભળવાથી તથા છારી વળવાથી પાણિઆરૂં

ગંદું ને ચીકણું થાય છે. ધાતુનાં વાસણ માંહે ને બહારથી માંજીને મોં દેખાય એવાં સાફ કરવાં. માટીના ગોળા વગેરેને માંહેથી ને બહારથી કપડા વડે ઘસવા, અને પાણીથી વીછળવા. એમ સાફ કરવામાં ન આવે તો તેમાંના પાણીમાં પોરા પડે છે. પાણીને ઘટ ગળણાથી રોજ ગાળવાની રીત રાખવી. પાણીનાં વાસણ ઉઘાડાં રહી જાય, તો તેમાં જીવજંતુ પડવાનો સંભવ રહે છે. ઉઘાડા વાસણ-માંનું પાણી પીવામાં કે રાંધવામાં લેવું નહિ. પાણિઆરાના ખાળને ચોકડી તરીકે વાપરવો નહિ.

---

અવશ્ય—જરૂર.

આગમણી—ચુલાની આગળ એટલી જેવું તપેલાં લાકડાં વગેરે રહેવા માટે કરે છે તે.

કોડિઆરાં—ખામણાં જેવા માટીનાં થાય છે તે.

નવેણ—નાહવાની જગા.

બાવાં—જાળાં.

મહેરાબ—કમાન.

લાદી—ઘડીને તૈયાર કરેલે પાતળો પત્થર.

---

## પાઠ ૭૪. ઘરવાખરો—ભાગ ૧.

સુખને માટે તથા શોભાને માટે ઘરની અંદર અનેક વસ્તુ ભેગી કરવી પડે છે, તેમ ભેગી કરેલી વસ્તુઓને સારી રીતે ગોઠવ-વાની જરૂર પડે છે. જેમ શણગાર વગરનું શરીર શોભતું નથી, તેમ શણગાર વગરનું ખાડીઉં ઘર પણ શોભતું નથી. અતિ શણ ગાર કે સારી રીતે ન સજેલો શણગાર શરીરને તેમ ઘરને ભુંડે દેખાવ આપે છે. ઘરને શણગારવામાં તથા તેમાં જોઈતી ચીજો પુરી પાડવામાં નાણાંની સાથે બુદ્ધિની, ચતુરાઈની, અને અનુભવની જરૂર પડે છે. પૈસા વડે ચાહીએ તેવી વસ્તુ મેળવી શકાય, પરંતુ તેથી ઘરને સુખરૂપ કરી શકાતું નથી. ઘરવાખરાનો સામાન ભેગો કરવામાં નીચેની સૂચનાઓ લક્ષમાં રાખવી.

ચારે બાજુનો સારી પેઠે વિચાર કર્યા વગર કોઈ પણ વસ્તુ ખરીદવી નહિ. તેની ખરેખરી જરૂર છે કે કેમ, તે ખરીદવાની મારામાં શક્તિ છે કે નહિ, તેથી મારાં કાર્ય સરશે કે નહિ, અને તેનો રંગ, ઘાટ વગેરે ઘરમાંની બીજી વસ્તુઓ સાથે બંધ બેસતો થશે કે નહિ, એ પ્રશ્નો તમારા મનને પ્રથમ પૂછી જોવા.

સરસામાન ઉધાર લાવવાની રીત રાખવી નહિ, કેમકે તેથી તે મોઘો પડે છે, કરકસર કરવાની કાળજી રહેતી નથી, વખતે ગજા ઉપરાંત ખરીદી થઈ જાય છે, અને પાછળથી પૈસા ભરી ન શકાય તો હેરાન થવું પડે છે.

ઘર માંડતી વખતે બધી વસ્તુઓ એકદમ ખરીદ કરવાનો યત્ન ન કરવો. ઘણી જરૂરની ચીજો પ્રથમ ખરીદવી, અને બીજી ચીજો જેમ જરૂર પડતી જાય તેમ વસાવવી. એથી નિરુપયોગી ચીજો માથે પડવાની બીક રહેશે નહિ.

તકલાદી કરતાં ટકાઉ ચીજો ખરીદવા પર નજર રાખવી. બહારથી દેખાવડી કે ભપકાભરેલી વસ્તુઓ વેપારીઓ માથે ન મારે તે વિષે હંમેશાં સાવચેત રહેવું.

નકશી કરતાં ઉપયોગ ઉપર વધારે લક્ષ આપવું. જે ચીજો રોજના કામમાં લાવી ન શકાય એવી નાજુક કે કીમતી હોય તે ખરીદવી નહિ. દેખાવ કરતાં સગવડ વડે ઘર વધારે સુખરૂપ થાય છે.

સરસામાન માટે જેટલા પૈસા કાઢ્યા હોય તે સઘળા એકદમ ખરચી ન નાખવા, કેમકે જે ચીજોનો આપણને વિચાર પણ ન થયો હોય તે ચીજો સંપાડવાની પાછળથી જરૂર પડે છે, ત્યારે ધાર્યા કરતાં વધારે ખરચ થઈ જાય છે.

સરસામાન ખરીદ કરવામાં આપણી ગુંજાસનો વિચાર પ્રથમ કરવો. આપણી સ્થિતિના પ્રમાણમાં સરસામાન પાછળ ખરચ કરવો જોઈએ.

ઘર શણગારવાની આપણી અસલી રીત ધીમે ધીમે બદલાતી જાય છે, અને અંગ્રેજી ઢબ દાખલ થતી જાય છે. જેમને અંગ્રેજી રીતે કોચ, ખુરસીઓ, વગેરે વસાવવું હોય, તેમણે તે સામાન સારા લાકડાનો, મજબુત, અને સાદો પણ દેખાવડો લેવાની તજવીજ કરવી. ઘણો સામાન લઈને ખંડને ભરી કાઢવામાં કે તેને ગમે તેમ ગોઠવવામાં માલ નથી. સામાન ગોઠવવામાં ચતુરાઈ વાપરી હોય તો તેથી સગવડ વધે છે, ને શોભા મળે છે.

સામાનના પ્રમાણમાં બિછાત અને છબીઓ વગેરેની ગોઠવણ કરવી જોઈએ. કીમતી સામાન હોય તો બિછાત કીમતી એટલે ઉંચી જાતની શેતરંજી કે ગાલીચાની હોવી જોઈએ. સાધારણ સામાન હોય તો છાપેલી કે રંગેલાં જાજમથી પણ ચાલી શકે છે. ગુણપાટને છાપીને દેખાવડાં બિછાનાં કરવામાં આવે છે તે ઝાઝી મુદત ટકતાં નથી, માટે તેને ઠેકાણે જાજમનો ઉપયોગ કરવાથી વધારે ઠીક પડે છે. ઉંચી શેતરંજીઓ ને ગાલીચા ઉપર સ્વચ્છ ગલેફ ચઢાવ્યા હોય, તો તે વધારે મુદત સારાં રહે છે ને ટકે છે.

---

ગુંજાસ—શક્તિ.
તકલાદી—દેખાવડો પણ ભાંગી તૂટી જાય તેવો.
નકશી—કોતરણ.
બિછાત—પાથરણ.

---

## પાઠ ૭૯. ઘરવાખરો—ભાગ ૨.

પાછલા પાઠમાં જણાવ્યા પ્રમાણે જે ખંડ શણગારવામાં આવે તેની ભીંતોએ સુંદર છબીઓ ટાંગવાથી તેની શોભામાં વધારો થાય

છે. જોવાથી મનને આનંદ થાય, કોઈ જાતનો ધડો મળે, કે અનુ-કરણ કરવાનું વલણ થાય તેવા દેખાવોની અને મહાન સ્ત્રીપુરુષોની છબીઓ પસંદ કરવી, અને તેમને સાદા પણ શોભીતા ચોકઠામાં જડાવવી. એક ખંડમાં ઘણી ને ઘિચોઘીચ છબીઓ ટાંગવાથી તેની શોભા વધવાને બદલે કમી થાય છે. બિછાત, ગાદીતકીઆ, ઓસીકાં, ને મોટા આયના તથા હાંડી, ઝુંમરો, વગેરે સરસામાનને માટે ગલેફ કરાવવાનું આળસ રાખવું નહિ. ઓઢવા પાથરવા માટે ચાદરો, ટેબલો પર પાથરવાનાં કપડાં, શરીર લૂછવાના અંગુછા, પાણી ગળવાનાં ગળણાં, સરસામાન સાફ કરવાના કકડા, વગેરે જેની જરૂર જણાય તે ખરીદી રાખવું, તથા તે સ્વચ્છ ને સારી સ્થિતિમાં રહે તેમ કરવું.

ભોંય પર પથારી કરી તે ઉપર સૂવાનો રિવાજ ઘણે ઠેકાણે છે. જો સૂવાનું ભોંયતળીએ હોય તો હેઠે સૂવાથી ભેજને લીધે રોગ પેદા થાય છે. હેઠે પથારી હોય તો વીંછીકુછી સહેલાઈથી તેમાં ભરાય છે. ગામડામાં લોકો ખાટલાને ભીંડી, શણ, કે વાળના વાણથી ભરી લે છે, અને તે ઉપર ગોદડી કે ગોદડું પાથરી સૂએ છે. સારી હાલતના લોકો પાટીથી ભરેલા પલંગ વાપરે છે, અને ગોદડી ગોદડાને ઠેકાણે વધારે રૂથી ભરેલાં ગાદલાં પાથરે છે. ઉંચી જાતના ને નકશીવાળા પલંગને પાટીને ઠેકાણે વખતે લાકડાની ચીપો જડેલી હોય છે. કોચના જેવા પલંગને નેતર કે પાટીઆં જડી લીધેલાં હોય છે. લાકડાના પલંગમાં ઇસો, ઉપળાં, પાંગત, અને પાયાની ફાટમાં માંકડ વગેરે જંતુઓને ભરાઈ રહેવાની જગા મળે છે, અને તેને કાઢવાની મુશ્કેલી વધારે પડે છે, તેથી કેટલાક લાકડાને ઠેકાણે લોઢાનો પલંગ વાપરે છે. તેમજ વાણમાં અને નેતર વગેરેમાં માંકડ ભરાઈ રહે છે. તેથી પાટી વાપરવામાં આવે છે.

તેને ઉકેલીને સાફ કરવાથી માંકડની પીડા દૂર થાય છે. અંગ્રેજી પલંગમાં પાટીને ઠેકાણે લોઢાના તારની જાળી રાખેલી હોય છે, તેમાં સૂવાથી વધારે સુખ મળે છે.

મચ્છરનો ત્રાસ થોડો કે ઘણો સવ ઠેકાણે હોય છે, માટે બિછાના ઉપર મચ્છરદાની રાખી હોય તો સુખચેનમાં સૂઈ શકાય. મચ્છરદાની નાખી શકાય એવા પલંગને છપરપલંગ કહે છે; કેમકે મચ્છરદાની અને તેને માટે કરાવેલા ચોકઠા વડે પલગ ઉપર છાપરા સરખું થઈ રહે છે. મચ્છરદાની આછા વણાટના કે બારીક છિદ્રોવાળા કપડાની કરાવવી જોઈએ. એવું કપડું ન વાપરીએ તો પલંગમાં પવનનો પ્રવેશ ન થવાથી ગુંગળાઈ મરવાનો વખત આવે.

ગાદલાં, ગોદડાં, રજાઈઓ, ઓસીકાં, અને ગાલમશુરીઆનો ઉપયોગ ઓછાડ કે ગલેફ વગર કદી ન કરવો; કેમકે જો તે મેલાં થાય તો ધોઈ શકાતાં નથી. સઘળા ઓછાડ કે ગલેફ સુંવાળા ને સ્વચ્છ હોવા જોઈએ. ઓસીકાં કઠણ હોય તો ડોક દુખે છે. જેમાં રૂ ભર્યું હોય તે ગાંઠાગાંઠાવાળું થઈ જાય, તે છતાં વાપરવામાં આવે, તો ઈજા થાય છે. કેટલાંક બૈરાં બિછાના નીચે ગંદાં લુગડાં દાબી રાખે છે, તે રીત નાપસંદ કરવા જેવી છે.

જેમાં આપણે જિંદગીનો ત્રીજો ભાગ ગાળીએ છીએ, ને પૂર્ણ આશાએશ મેળવવાની ઇચ્છા રાખીએ છીએ, તે બિછાનાં સ્વચ્છ, સગવડવાળાં, અને મનને આનંદ આપે એવાં હોવાં જોઈએ. બિછાનાંને બનતા સુધી રોજ તડકે નાખવાં અને સફાઈથી ઘડી વાળીને ઉંચે ઠેકાણે મૂકવાં. પલંગને ઝટકી સાફ કરીને તે ઉપર બિછાનાં પાથરવાં. એમ ન કરીએ તો કોઈ વાર તેમાં ગરોળી, વીંછી, વગેરે ભરાઈ રહ્યાં હોય તે કરડે છે.

ધોવા આપવાને વાર હોય, તે દરમિઆન મેલાં કપડાં ભરી રાખવાને માટે એક એલાયદી પેટી હોય તો વધારે સારૂં. એ પેટીના ઢાંકણામાં હવાની આવજાને માટે બે ચાર બાકાં હોવાં જોઈએ. એ બાકાં નીચે જાળીવાળું પતરૂં જડી લીધું હોય તો પેટીમાં ઉંદર કે બીજા જીવજંતુ પેસી શકે નહિ.

વાસણકુસણ વગેરે જે જે રાચરચીલાનો ખપ પડવાનો હોય તે સંપાડવું જોઈએ. કોઈ વાર નજીવી વસ્તુ માટે હેરાન થવું પડે છે કે પાડોશીનાં ઓશિઆળાં થવું પડે છે.

---

## પાઠ ૭૬. ચોક અને ખાળચોકડીઓ.

ઘરના વચલા ભાગમાં એટલે પરસાળ અને ખડકીની વચમાં ઘણું કરીને ચોક હોય છે. ઘણી મોટી હવેલીઓને એક કરતાં વધારે ચોક રાખે છે, તેનું મુખ્ય કારણ એ કે તે વડે મકાનના જુદા જુદા ખંડોમાં અજવાળું આવી શકે. ચોક છોબંધ, પત્થરનો, કે ચોરસાંનો હોય છે. તે જેમ મોટો હોય તેમ ઘરમાં અજવાળું વધારે આવે છે. તેની ઉંડાઈ મધ્યમ રાખવી, કારણ કે જો તે ઘણો ઉંડો હોય તો તેમાં પડી જવાથી ઘણું વાગે છે, અને જો તે છાછરો હોય તો રવેશ, ખડકી, અને બીજા નજીકના ભાગ પાણીથી છંટાય છે. રસોડા પાણિઆરાની નાની નળીઓ તથા અગાસીના મોટા નળ ચોકમાં પડે છે, અને ચોકમાંનું પાણી જવા માટે ખડકી ભણી મોટો ખાળ રાખવામાં આવે છે. નાહવા ધોવાની સોઈ માટે ચોકના મધ્ય ભાગમાં એક ચોકી મૂકેલી હોય છે.

ચોકની ચારે બાજુએ નાની નીકો રાખી ન હોય, તો રસોડા પાણિઆરાનું એઠું ને મેલું પાણી આખા ચોકમાં પસરે છે, તેથી ચોક એઠો ને ગંદો થાય છે. વાસણ માંજવાનું કામ ચોકમાં

ચાલે છે, તેથી એઠવાડો ચોકને ગંદો કરી મૂકે છે. છાંડેલું અનાજ, રાખ, વગેરે ખાળમાં ભરાયાં કરે તો વખતે ખાળ ભરાઈ જાય છે, અને માથું ફાટી જાય એવી તેમાંથી ગંધ ઊઠે છે. સુઘડ સ્ત્રીઓ એઠવાડ વગેરે બહારની મોરીમાં નાખી આવે છે, અને ખાળને વખતોવખત સાફ કરાવે છે. ખાળને મોઢે તાંબાની જાળી રાખી હોય તો કચરો વગેરે તેમાં જતાં અટકે છે, તથા સાપ, ઉંદર, વગેરે બહારથી ખાળમાર્ગે ઘરમાં આવી શકતા નથી.

વરસાદના પાણીના ધધુડા ચોકમાં જોરથી પડે છે ત્યારે રવેશ, ખડકી, વગેરે ભિંજાઈ જાય છે. ધધુડા પડે ત્યાં કોઠીઓ મૂકી હોય. કે નળને ભુંગળાં મુકાવ્યાં હોય, તો આવી પીડા ભોગવવી ન પડે. ચોકને રોજ ઘસીને સાફ રાખવામાં ન આવે તો તેમાં છારી તથા લીલ વળે, તેથી લપસી પડાય અને તે નઠારો દેખાય. ચોકમાં ખાડા પડે છે, ત્યારે તેમાં એઠવાડ વગેરે ભરાઈ રહે છે, માટે તેની મરામત કરાવવાના ઝટ ઇલાજ લેવા. ખડકી ઉઘાડી હોય, તો આવતા જતા લોક ચોકમાં ને ઘરમાં શું થાય છે તેની ચર્ચા જોઈ શકે છે, માટે ચોકની નજીકમાં ઉપાડી શકાય એવો પડદો રાખવાથી ઘરની માઝા સચવાય છે.

શહેરોમાં અને કસ્બાઓમાં ખાળચોકડીની જરૂર બહુ પડે છે, અને સૂવાના ખંડોમાં કે તેની નજીકમાં તો તે અવશ્ય જોઈએ. ખાળચોકડી જેવી અગત્યની છે તેવી તે ત્રાસદાયક પણ છે, કેમકે જેમ તે વધારે હોય, તેમ ઘરની અંદર ગંદકી વધારે રહે છે. એ માટે ખાળચોકડીઓ જેમ બને તેમ ચોકખી રાખવી.

ખાળચોકડીનો ઉપયોગ કરતી વખતે તે પર ખૂબ પાણી રેડવું જોઈએ. પાણીનું કુંડું ચોકડી પાસે હંમેશાં ભરેલું રાખવું, અને તેમાંથી પાણી રેડવાનું આળસ કરવું નહિ. નજીકમાં ખાળ-

ચોકડી ગંધાતાં હોય, તો તેની દુર્ગંધથી મનને બેચેની થાય છે, અને તબીયત બગડે છે. જ્યાં ભેજ અને ગંદકી હોય ત્યાં મચ્છરનું જોર વધે છે. મચ્છરના ચટકાથી વેદના થાય છે, અને ઉજાગરો વેઠવો પડે છે. એવે ઠેકાણે મચ્છર પેદા ન થાય તે માટે અઠવાડીઆમાં એક વાર થોડું ઘાસતેલ છાંટવું. એમ કરવાથી તે ઠેકાણે હવા પ્રવેશ કરી શકતી નથી, અને તેથી મચ્છરનાં ઈંડાં મરી જાય છે.

ચોકડીની પાળી પર ખામણું હોય તે ઉપર પાણી પીવાના કુજા કે લોટા મૂકવાની રીત સારી નથી, કેમ કે તેથી ગંદા પાણીના છાંટા ઉડે છે. ચોકડીની એક બાજુએ ભીંતમાં પાણિઆરાને નાનો પત્થર ઘલાવ્યો હોય, તો તે ઉપર કે ઉંચી ઘોડી પર જળપાત્ર રાખવાથી ઠીક પડે છે. ચોકડીની છો ઉખડી જાય છે ત્યારે પડેલા ખાડામાં ગંધાતું પાણી ભરાઈ રહે છે, તેથી ગંદકીમાં વધારો થાય છે, માટે ચોકડીમાંના ખાડા પુરાવી લેવા જોઈએ. ખાળના મોંને જાળી રખાવવી એટલે જીવજંતુ આવતા અટકશે, અને ખાળના નળ જલદી ભરાઈ નહિ જાય. નળ ભરાય કે ફાટે ત્યારે તે સાફ કરવાના કે તેની દુરસ્તી કરવાના ઝટ ઉપાય લેવા. નળનું પાણી જમીન પર પસરે કે ખાડામાં ભરાઈ રહે તો તે દુર્ગંધ આપે છે.

---

ચોકી—ચોરસ પત્થર જે ચોકથી ઉંચે હોય છે તે.
જળપાત્ર—પાણીનું વાસણ.
મરામત—ડાગડુગી; દુરસ્તી.

---

## पाठ ७७. टांका ने कुवा.

શહેરોમાં અને કસ્બાઓમાં દૂરથી પાણી લાવવાની અડચણને લીધે સારી હાલતના લોકો પોતાના મકાનમાં ટાંકું, કુવો, કે એ

બંને કરાવે છે. કેટલાક લોકોને નદીતળાવના કે કુવાના પાણી કરતાં ટાંકાનું પાણી વધારે પસંદ પડે છે, અને કેટલાકને તે ભારે લાગે છે.

વરસાદનું પાણી સૌથી હલકું અને સ્વચ્છ હોય છે. ટાંકામાં વરસાદનું પાણી લેવામાં આવે છે, તેથી તે હલકું ને સ્વચ્છ હોવું જોઈએ; પરંતુ ઘણી વાર તે આપણી ગફલતથી બગડે છે. છાપરૂં બરાબર ધોવાયા વગર તેનું પાણી ટાંકામાં લીધું હોય, તો તેમાં છાપરાનો કચરો વગેરે દાખલ થાય છે. એજ રીતે અગાસી સાફ કરી ન હોય, કે પાણી વાળતી વખતે કે વાળ્યા પછી તેમાં અવર-જવર રાખ્યો હોય, તો અગાસીનો મેલ ટાંકામાં જાય છે. પાણી-માંનો મેલ ટાંકામાં ઠરીને નીચે બેસે છે, તેથી તેને વખતોવખત કાઢી ન નાખીએ, તો ટાંકાનું પાણી બગડે. ટાંકું છોએલું હોય છે તેને પાણીના સ્પર્શથી છારી વળે છે, માટે વખતોવખત તેને સાફ કરીને ચુનો દેવો જોઈએ. લોકો કહે છે, કે જે ટાંકા-કુવાનું પાણી આકાશ ન જોઈ શકે તે નખેદ સમજવું. લોકોનું કહેવું સત્ય છે, કેમકે પાણીને પણ હવા અજવાળાની જરૂર છે. અંધિઆર જગામાં રાખેલું પાણી કાળે કરીને બગડે છે. ટાંકાનું ઢાંકણું ઉઘાડું કે અધખોલું રહી જાય, તો તેમાં ગરોળી, ઉંદર વગેરે જનાવર પડવાનો સંભવ રહે છે. એવાં જનાવર ટાંકામાં મરી જઈને સડવા લાગે તો તેનું પાણી રોગ ઉત્પન્ન કરે. મઘા નક્ષત્રનું પાણી સ્વચ્છ હોય છે, તેથી સમજુ લોકો એ પાણી ટાંકામાં લેવાની કાળજી રાખે છે. પ્રથમ ઘણી વાર વરસાદ આવી જવાથી ને ધૂળ વગેરે બેસી ગએલી હોવાથી, તેમ છાપરાં ને અગાસી પણ ધોવાઈને સાફ થએલાં હોવાથી, તે સમયનું સ્વચ્છ પાણી ટાંકામાં લેવાની રીત પસંદ કરવા જોગ છે.

મોટા ગામના કુવા ઘણાખરા ખારા હોય છે. ગામના પાદરના કુવા મીઠા હોય છે, અને ગામની અંદરના કુવા ખારા હોય છે, તેનું શું કારણ હશે? મોટાં ગામમાં ગલીચી વધારે હોવાથી કુવાનાં પાણી ખારાં થઈ જાય છે. ગામમાં જેમ ખાળ-કુવા ને દક્ટણ જાજરૂ વધારે હોય તેમ ત્યાંના કુવાનું પાણી વધારે ખારૂં હોય છે; કેમકે તેમાંનું ગંદું પાણી જમીનમાં પ્રવેશ કરી ઝરણની પેઠે કુવામાં ઉતરે છે.

ઘરમાં કુવો હોય ને તેનીજ નજીકમાં ખાળ, મોરીઓ, ખાળકુવા, કે દક્ટણ જાજરૂ હોય, તો તેથી કુવાનું પાણી બગડે. ઘરના કુવાનું પાણી થોડુ ખારૂં હોય, તોપણ તે રાંધવામાં ને પીવામાં વાપરવું નહિ, કેમકે તેમાં ગલીચીનાં અનેક તત્ત્વો ભળ-વાથી તે રોગ ઉત્પન્ન કરે છે. એ પાણીથી કપડાં ધોયાં હોય તો કાળાં પડે છે. ઘણાખરા કુવાનું પાણી તો નાહવા ધોવામાં વાપ-રવું પણ સારૂં નથી.

આપણા લોકો કહેતા કે જે ઘરને પાંચ ખાડા હોય, તે મોટા મકાનમાં કે હવેલીમાં ખપે. ટાંકું, કુવો, ભોંયરૂં, ખાળકુવો, અને દક્ટણ જાજરૂ, એ પાંચ ખાડા ગણવામાં આવે છે. ખાળકુવા ને દક્ટણ જાજરૂ હવાપાણીને ખરાબ કરે છે; ભોંયરાની હવે જરૂર રહી નથી; અને શહેરોમાં જ્યાં પાણીના નળ થયા છે ત્યાં ટાંકાં કુવા પણ નકામાં થઈ પડ્યાં છે. મકાનમાં જેમ ખાડા વધારે તેમ જમીનમાં પોલાણ વધારે થવાથી મકાન જોખમમાં આવી પડવાનો ભય રહે છે.

---

ગફલત—ચૂક.

મઘા નક્ષત્ર—ચંદ્રને પૃથ્વીની આસ-પાસ ફરવાના માર્ગના ૨૭ ભાગ કરેલા છે, તેમને નક્ષત્ર એટલે તારાનો ઝુમખો કહે છે. મઘા નક્ષત્ર ભાદરવા મહીનામાં આવે છે.

## પાઠ ૭૮. ફુવારો.



અમદાવાદ શહેરમાં લવજી નામે એક કારીગર હતો. તે આખા શહેરને પાણી પહોંચાડવાના સાંચા ઉપર દેખરેખ રાખવાનું કામ કરતો હતો. એક દિવસ તે પોતાનાં બે છોકરાંને સાથે લઈને વાડીમાં ફરવા ગયો. ત્યાં તેઓ દરવાજામાં પેઠા કે સામે જ એક ફુવારો ઊડતો દીઠો. છોકરાંઓને ત્યાં બહુ ગમત પડી, તેથી સાંજ ટગર ટગર જોતાં ઉભાં રહ્યાં. થોડી વારે બાલુએ લવજીને પૂછ્યું, બાપા, આ પાણી ક્યાંથી આવે છે, અને એ શાથી આમ ઉંચું ઊડે છે? લવજીએ તેને એક પાણી ભરેલી ટાંકી બતાવી અને કહ્યું, આ ટાંકીને તળીએ એક નળ ઘાલેલો છે. તેનું મોઢું ઉંચું રાખીને આ ફુવારાની નીચે બેસાડેલું છે. એ ઉઘાડું મોઢું દાટો દઈને બંધ રાખી મૂકે છે. જ્યારે ફુવારો ઉડાડવો હોય, ત્યારે પેલો દાટો કાઢી નાખે કે તરત પાણી ઊડવા માંડે છે.

જસુએ કહ્યું, આપણા ઘરમાં પાણીની નળી છે; પણ તેની ચકલી ફેરવીએ છીએ ત્યારે પાણીની ધાર નીચે પડે છે, તે કંઈ ફુવારાની પેઠે ઊડતું નથી. આની સેરો કેવી ઉંચી જાય છે! આપણી ચકલીમાંથી કેમ ઉંચે સેરો ફૂટતી નથી? રાત પડવા આવી હતી તેથી લવજીએ જવાબ દીધો, હું તમને કાલે આપણે ઘેર ફુવારો દેખાડીશ. હમણા તો ઘેર ચાલો.

પરોઢ થતાં છોકરાં સવેળા ઊઠ્યાં તેવાંજ ઝટ દાતણપાણી કરી નાહીને લુગડાં પહેરી લવજી કને દોડી ગયાં, અને ફુવારો ક્યાં છે એમ પૂછ્યું. લવજી કાચની એક લાંબી નળી લઈ આવ્યો. તેને દીવા પર ધરી. જ્યારે તે નરમ થઈ ત્યારે બે ઠેકાણેથી ઉભી વાળી દીધી. આથી એક આડી અને બે ઉભી બાજુવાળા-લંબ-ચોરસ જેવો તે નળીનો આકાર બન્યો. બે ઉભી બાજુમાં એક લાંબી અને બીજી જરા ટુંકી રાખી હતી. પછી પેલી ટુંકી બાજુનો છેડો દીવાની જોતે ધરીને નરમ કરીને ત્યાં સોયના વેહ જેવડા છિદ્રવાળી અણી કાઢી, અને લાંબી બાજુની નળીમાં એક ગળણી મૂકી.

તેણે ગળણીમાં થોડુંક પાણી રેડચું, તેવુંજ તે નીચે ઉતરીને આડી નળીમાં થઈને બીજી તરફ ટુંકી નળીમાં ચઢ્યું. આવી રીતે બેઉ ઉભી નળીમાં પાણી સરખી ઉંચાઈએ આવી ઠર્યું. પછી તેણે વળી થોડુંક પાણી અંદર ઉમેર્યું, તે પણ પહેલાંની પેઠે દોડી ગયું અને બેઉ બાજુએ પાણી એકજ સપાટીએ આવી રહ્યું, તે છોકરાએ જોયું. જ્યારે તેણે તેમાં વધારે પાણી રેડ્યું, ત્યારે તે પેલા ઝીણા છિદ્રમાંથી બહાર નીકળ્યું. બાલુએ પૂછ્યું, આ પાણી બહાર તો નીકળ્યું ખરૂં, પણ ઉંચે સેર ક્યાં ઊડે છે? લવજીએ જસુની આંગળી પેલા કાણા પર મુકાવી, અને આખી નળી પાણીથી ભરી દીધી, અને પાણીનો નળ ઉઘાડી ગળણીમાં પાણીની ધાર પડતી ચાલુ રાખી. પછી જસુની આંગળી ખસેડાવી લીધી, એટલે એકદમ ફુવારાની પેઠે ધાર ઉંચી ઊડી, અને છોકરાં રાજી રાજી થઈ ગયાં. તે બંને જણાં પૂછવા લાગ્યાં, આમ થવાનું કારણ શું હશે? લવજીએ કહ્યું, પાણીનો એવો નિયમ છે કે તે જેટલે ઉંચેથી નીચું ઉતરે તેટલું ઉંચું પાછું ચઢવાને મથે છે. આ વાંકી વાળેલી કાચની નળીમાં એક બાજુ વધારે લાંબી હોવાથી

તેમાં પાણી જેટલે ઉંચે સુધી રહે, તેટલે સુધી બીજી તરફ ચઢવાને મથે છે. એથી તે ટુંકી નળીમાંથી બહાર નીકળ્યું, અને ઉંચું ચઢી લાંબી નળીના છેડા સુધી ગયું. એજ કારણને લીધે ફુવારાની ધાર ૬ સેર ઉંચે ઊડે છે.

---

## पाठ ७९. उना पाणीना झरा.

**મહેતીજી**—બેનો, તમારામાંથી કોઈ દેવકી ઉનાઈ ગએલાં છો ?

**ચંદન**—હા સુરજ બેન, હું મારા મોટા ભાઈ સાથે ચૈત્રી પુનેમે નવસારીથી મહુએ થઈને ત્યાં ગઈ હતી. ઉનાઈના કુંડનું પાણી એટલું ગરમ હતું કે તેમાં પગ બોળતાંજ હું દાઝવા લાગી.

**મહેતીજી**—ખરી વાત બેન, એ કુંડનું પાણી ઘણું ગરમ રહે છે. તમે તે ચાખી જોયું હતું ?

**ચંદન**—હાજી, કોગળો કરતાંજ તે દરીઆના પાણી જેવું ખારૂં લાગ્યું.

**મહેતીજી**—ઉના પાણીના કુંડ કે ઝરા ઘણે ઠેકાણે હોય છે. તેનું પાણી ખારૂં લાગે છે, અને તેમાં ગંધકના જેવો વાસ હોય છે. તેમાં પિત્તળનો લોટો બોળીએ તો તે સોનેરી રંગનો થઈ જાય. ખેડા જિલ્લામાં લસુંદ્રાના કુંડ નાના નાના ટેકરા વચ્ચેની ખીણમાં આવેલા છે. એક ઠેકાણેના કુંડની ગરમી ઘટી ગઈ છે. બીજે ઠેકાણે એક મોટો કુંડ છે તેનું પાણી નાહી શકાય એવું ગરમ છે. ત્રીજે ઠેકાણે વચમાં મોટો સુરજકુંડ અને તેની આસ-પાસ નાના નાના કુંડ બાંધેલા છે. એમાંના એક કુંડના પાણીમાં સમોવણ લેવું પડે છે, ત્યારે તેનીજ પાસેના બીજા કુંડનું પાણી નાહી શકાય એવું છે. ત્રીજા કુંડનું પાણી સહેતું લાગે છે, ત્યારે ચોથાનું બીલકુલ ઠંડું હોય છે.

**રેવા**—ઓહો, એ તો નવાઈની વાત! એવું કેમ બનતું હશે વારૂ?

**મહેતીજી**—તમે કોઈ તેની અટકળ કરી શકો છો?

**તાપી**—મને લાગે છે કે સુરજના તાપથી પાણી ઉનું થતું હશે.

**ચંદન**—જો એમજ હોય તો બધા કુંડ એકસરખા ગરમ થવા જોઈએ.

**મહેતીજી**—ચંદનનું કહેવું ખરૂં છે. સૂર્યના તાપથી સપાટી ઉપરનું પાણી ગરમ થાય, પણ તેથી આખા કુંડનું તથા તેમાં ઝરણથી આવતું નવું પાણી ગરમ થાય નહિ. ત્યારે એ પાણી ગરમ શાથી થતું હશે તેનો વિચાર કરીએ. જુઓ, હું રકાબીમાં કળીચુનાનો ગાંગડો મૂકી તે પર લોટામાંથી ટાઢું મીઠું પાણી રેડું છું. તમે સૌ આવીને તેમાં આંગળી બોળી જુઓ.

**તાપી**—ઓહો, આ પાણી તો ઉનું થઈ ગયું છે! હવે હું સમજી. કુંડની તળે ચુનો હશે, તેમાં પાણી ભળવાથી તે ઉનું થઈ જતું હશે.

**મહેતીજી**—તાપી બેન, તમે વિચાર કરવામાં ઘણાં ઉતાવળીઆં છો. ઉના કુંડ તળે ચુનો હોય તો આ રકાબીમાંના પાણીની પેઠે તે ધોળું દેખાય, અને ખારૂં ન લાગે. જેમ ચુનાને લીધે પાણી ગરમ થાય છે, તેમ બીજા કેટલાક પદાર્થના સંયોગથી પણ થાય છે. ઉના ઝરામાં ગંધકનો વાસ આવે છે એવું આપણે ઉપર કહી ગયાં છીએ.



આઇસલાંડમાંનો ઝરો.

જુઓ આ ગંધક છે, તેને તપાવીને તેના રસમાં હું આ સળીનો છેડો બોળું છું. જુઓ ગંધક સુકાઈ ગયો. હવે હું તેને દેવતાના અંગારાનો સહેજ

અડાડું છું. જુઓ, તેનો ઝટ ભડકો થયો. આપણે વિલાયતી દીવાસળીઓ વાપરીએ છીએ તે બધીમાં ગંધક હોય છે. તેને સહેજ ઘસીએ છીએ કે તે સળગી ઊઠે છે. આ પડીકામાં ફોડવાનો દારૂ છે. દેવતાની ચીણગારી અડાડતાંજ તે સળગી ઊઠે છે. જરા દેવતા અડાડતાં તેનો એકદમ ભડકો થયો. દારૂની બનાવટમાં સુરોખાર આવે છે. ગંધક, સુરોખાર, વગેરે કેટલાક પદાર્થ ઝટ તપી જાય કે સળગી ઊઠે એવા હોય છે. એવા પદાર્થનો કોઈ સાથે સંયોગ થવાથી ગરમી પેદા થઈ તે ઝરાનું પાણી ગરમ કરી નાખે છે.

**ગોધરા** પાસે ટુવાનું સ્ટેશન છે, તેની નજીક થોડી જગા છે, તેમાં જ્યાં જ્યાં ખાડો ખોદીને કુંડું દાટીએ, ત્યાં ત્યાં તે ઉના પાણીથી ભરાઈ જાય છે.

**રેવા**—હું ત્યાં જાઉં તો મારૂં આગવું કુંડું દાટું.

**મહેતીજી**—કાઠિઆવાડમાં બે ઠેકાણે ઉના પાણીના કુંડ છે. એક **જુનાગઢ** તાબાના ઉના મહાલમાં છે, તે **તુળસીશ્યામ**-ને નામે ઓળખાય છે. બીજો **વસાવડ** પાસેની નદીમાં એક નાનો કુંડ છે, તેમાંથી ઉનું પાણી નીકળે છે. **યુરોપ** ખંડના વાયવ્ય કોણમાં **આઇસલાંડ** કરીને બેટ છે, તેમાં પુષ્કળ ઉના ઝરા છે. કેટલાકમાંથી પાણીને બદલે વરાળ નીકળે છે, અને તે ફુવારાની પેઠે ૮૦–૯૦ ફુટ ઉંચે ઊડે છે. એનો દેખાવ બહુ સુંદર લાગે છે.

---

આગવું—પોતાની માલકીનું.
સપાટી—ઉપલો ભાગ.
સંયોગ—ભળી જવું તે; મેળાપ.
સમોવણ—ઉના પાણીમાં ટાઢું પાણી રેડવામાં આવે છે તે.

## પાઠ ૮૦. રેશમનો કીડો.



**શિક્ષક**—રેશમ શું છે ને શી રીતે ઉત્પન્ન થાય છે તે તમે આગળ શીખી ગયાં છો. તે એક જંતુમાંથી નીકળે છે, તે તમને યાદ હશે.

**મહેતીજી**—પાછલી ચોપડીમાં અમે વાંચ્યું હતું કે જે કીડા રેશમ કાંતે છે, તે પતંગીઆની ઈયળના જેવો હોય છે, ને તેના કેટલાંક રૂપાંતર થાય છે.

**શિક્ષક**—જંતુમાં એવાં રૂપાંતર થાય છે એટલુંજ નહિ, પણ દેડકા જેવાં પ્રાણીઓનાં રૂપ પણ બદલાય છે, એ વાત તમારા વાંચવામાં આવી ગઈ છે. દેડકાનું બચ્ચું પ્રથમ માછલી જેવું હોય, તે પછી ધીમે ધીમે મોટું થઈ તેનો દેડકો બને છે.

**પાર્વતી**—પ્રાણીઓ શા માટે આમ ખોળીઆં બદલતાં હશે?

**શિક્ષક**—ઘણોજ સારો પ્રશ્ન. સાંભળો. પ્રાણીઓને તેમની જિંદગીમાં જુદે જુદે વખતે જુદી જુદી જાતનું કામ કરવાનું હોય છે, તે કરવાને માટે રૂપ બદલવું પડે છે. વળી અમુક વખતે જે કામ

કરવાનું હોય તે બરાબર કરી શકે, તે સારૂ વખતને અનુસરીને રૂપ પણ બદલાય છે. એ ઉપરાંત કામ બદલાય છે તેની સાથે આસપાસના સંજોગો પણ બદલાય છે. નવું રૂપ ન ધારણ કરે તો નવા સંજોગોમાં જુનું રૂપ ટકી ન શકે.

હવે રેશમના કીડાનું શું થાય છે તે જોઈએ. એ કંસારી જેવો જંતુ છે, ને એનાં નર ને માદા બંને હોય છે. માદા રાઈના દાણા જેવડાં પીળા રંગનાં ચારસો પાંચસો ઈંડાં મૂકીને તરત મરી જાય છે. ઈંડાં ગરમીથી સેવાય છે, એટલે તેમાંથી કાળાશ પડતી ઈયળ જન્મે છે. શેતુરનાં પાંદડાં ઉપર માદા ઈંડાં મૂકે છે, એટલે ઈયળ જન્મે છે, તેવીજ તે ખાવા મંડી પડે છે, અને ખાઈ ખાઇને પુષ્ટ બને છે, ત્યાંસુધી ખાધાજ કરે છે. કેટલાક દેશોમાં રેશમના કીડાને ઉછેરવાની ખાસ જગા હોય છે. ત્યાં તેના પાળનારા માદા પાસે કપડા ઉપર ઈંડાં મુકાવે છે. તે ઈંડાંમાંથી ઈયળ જન્મે એટલે તેને શેતુરનાં પાંદડાં ખાવાને આપે છે. તે છ સાત અઠવાડીઆં જીવે છે, તેટલામાં તો ચાર પાંચ વખત પોતાની ખાલ ઉતારે છે. તે પુરેપુરી મોટી થયા વિના કાંતવા માંડતી નથી. તેના મોં નીચે બે છિદ્ર હોય છે, તેમાંથી ચીકણો પીળો પદાર્થ ઝરે છે. તે હવામાં સખત થયા પછી તેનો બારીક તાર થાય છે. આ તારનો કોશેટો બનાવી તેમાં ઈયળ ભરાઈ બેસે છે. તેમાં બેઠાં બેઠાં પણ દોરાથી પોતાનું શરીર વીંટી લે છે, ને ખાસી સુંવાળી પથારીમાં ત્રણેક અઠવાડીઆં સુધી નિરાંતે ઊંઘે છે. એ દરમિઆન તેનું રૂપાંતર થાય છે. તે જાગે છે એટલે કોશેટામાંથી પતંગીઆ કે કંસારીરૂપે બહાર નીકળે છે. આ વખતે તેને પાંખો ને તે પર સોહામણાં પીછાં હોય છે. સાધારણ પતંગીઆ કરતાં એની પાંખ નાની, ને શરીર બેઠા ઘાટનું તથા ભરાઉ હોય છે. કેદખાનામાંથી તે

છુટી થઈ, તેથી જાણે આનંદ પામી હોય તેમ નાચતી ને ફૂદતી આમથી તેમ ઊડે છે.

કંસારી ઈયળથી તદન જુદા રૂપની દેખાય છે. એને લાંબા પગ, ચાર પાંખ, માથા ઉપર ઊગતી બે લાંબી મૂછ, ને ફૂલમાંથી મધ પીવાને સૂંઢ તથા મોં હોય છે. શરીરનો ઘાટ પણ જુદો હોય છે. માથું, છાતી, અને પેટ જુદાં પડી આવે એવાં હોય છે. ઈયળ-ને મૂછ, પાંખ, કે સૂંઢ એમાંનું કંઈ હોતું નથી; પણ ટુંકા પગ, ને પાંદડાં કાતરી ખાવાને મજબુત જડબાં હોય છે. શરીર કડી કડી જેવા બાર સાંધાવાળું હોઈ સાંધે સાંધે પગ હોય છે, તેની એકંદર સંખ્યા સોળ છે. એમ છતાં કંસારી ને ઈયળ જુદા જંતુ નથી, પણ ઈયળનું પુરૂં પાકું રૂપ કંસારી છે. ઈયળને કંસારી થઈ કોશેટા-માંથી બહાર નીકળતા પહેલાં જોઈએ તો તેનો આકાર એ બે અવસ્થાની વચ્ચેના જેવો જણાશે. તેને લાંબા પગ આવતા જાય છે, શરીર કંસારીને મળતું થતું જાય છે, ને પાંખ પણ આવવા માંડી હોય છે, પણ તે બિડાએલી ને ઢંકાએલી હોય છે.

ઈયળ બદલાઈને પતંગીઉં થાય છે. આ વાતમાંથી એક ઉત્તમ શિખામણ એ મળે છે, કે કોઈ પણ પ્રાણી ગમે તેવું બેડોળ કે હલકું લાગે, તોપણ તેને કદી ધિક્કારવું નહિ. એવી બેડોળ ને હલકી વસ્તુઓ પણ ઉપયોગી નીવડે છે. વળી તેની સારી સંભાળ લેવાથી કે તેને અનુકૂળ સંજોગ મળવાથી તેમાંથી પરિપૂર્ણ ને ઘણી સુંદર વસ્તુઓ પેદા થાય છે.



મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું

—o—

## ગુજરાતી કન્યાવાચનમાળા

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટિ-એમણે તૈયાર કરી

| ગુજરાતી કન્યાવાચનમાળા | | રૂ. આ. પૈ. |
|---|---|---|
| ,, | પહેલી | ૦—૬—૦ |
| ,, | બીજી | ૦—૬—૬ |
| ,, | ત્રીજી | ૦—૭—૬ |